મહિલા-ગૌરવ-ગ્રંથમાળાનું ૧ લુ પુષ્પ.

# જૈન-સતી-રત્ન.



લેખક— { શ્રીયુત લાલચંદ લ. શાહ
સૌભાગ્યવતી 'ઉષા'

Manoranjan Press, Bombay

મહિલા-ગૌરવ-ગ્રન્થ-માળાનું ૧૯ મું પુષ્પ.

# જૈન-સતી-રત્ન.

## પ્રથમ ભાગ.

દુરંગી અને એકરંગી સાત ચિત્રોથી શોભાયમાન પવિત્ર પુણ્યકથાઓ.

---

હિન્દી ઉપરથી

લખનાર

શ્રીયુત લાલચંદ લખમીચંદ શાહ.

અને

સૌભાગ્યવતી 'ઉષા.'

---

પ્રકાશક

ગ્રન્થભંડાર, લેડી હાર્ડિંજ રોડ,

માટુંગા, મુંબઈ.

---

શ્રાવણ વિ. સંવત્ ૧૯૮૦ વીરસંવત્ ૨૪૪૯

પ્રથમ સંસ્કરણ.

મૂલ્ય-રંગીન પૂઠું સવા રૂપીઓ, સોનેરી અક્ષરવાળું

રેશમી પૂઠું પોણા બે રૂપીઆ.

પ્રકાશક—
કૃષ્ણલાલ વર્મા
પ્રોપ્રાઇટર, ગ્રન્થ-ભંડાર,
લેડી હાર્ડિંજ રોડ, માટુંગા, મુમ્બઈ.



આરંભના ૧૨ અને અન્તના
૪ પેજ મનોરંજન પ્રેસ,
૩ સૅન્ડર્સ્ટરોડ મુંબઈમાંથી આર.
મિત્રદ્વારા મુદ્રિત અને પેજ ૧ થી
૧૧૨ પર્યંત જૈનવિજય પ્રિંટિંગ પ્રેસ,
ખપાટિયા ચકલા, સુરતમાં, મૂલચંદ
કિશનદાસ કાપડિયાદ્વારા મુદ્રિત

# પ્રાક્કથન.

સુખ અને દુઃખ આ બે વાતોની હયાતીનુ નામ સંસાર છે જ્યાં આ બંનેનો અભાવ હોય ત્યાં સંસારનો પણ અભાવ થઇ જાય પ્રાણીઓના જીવનનુ એજ પરમ તત્ત્વ છે

સુખ અને દુઃખ પુદ્ગલોનો ધર્મ છે અને પુદ્ગલોમા રાચી રહેલા જીવનો પણ ધર્મ થઇ પડયો છે, જો કે વાસ્તવિક ધર્મ તો જીવનો સમતા છે

માણુસજાત સુખની ઇચ્છા રાખે છે સુખને માટેજ સંસારની આટલી બધી ધમાલ ચાલી રહી છે દુઃખ એને ગમતું નથી–એના નામથીજ કંપારી છુટે છે છતા દુઃખ પોતાનુ કામ કર્યાં વગર રહેતુ નથી

ઘણા વિચારો, ઘણી મીમાંસાઓ અને ઘણા અનુભવો કર્યાં પછી, સંસારના મહાપુરુષો પ્રકૃતિનુ રહસ્ય સમજ્યા, સ્ત્રિઓ અને પુરુષોની શક્તિયોનુ પ્રમાણ જાણ્યુ અને પછી તેઓએ સ્ત્રી–પુરુષોની યોગ્ય વ્યવસ્થા કરી

સ્ત્રીનુ પુરુષવગર અને પુરુષનુ સ્ત્રીવગર ચાલતુ નથી છતા બંને સમકક્ષ રહી શકતા નથી કારણુ બંને સશક્ત છે તો પણુ બંનેની શક્તિ- યોના વળણુ જુદી જુદી જાતના છે પુરુષ પરમ અસહિષ્ણુ છે સ્ત્રિયોમા સહિષ્ણુતાની અવધિ છે પુરુષ પરમ સ્વાર્થી છે, સ્ત્રિયોમા સંપૂર્ણ ત્યાગ છે પુરુષો પોતાના સંતોષને માટે મથે છે, સ્ત્રિયો પુરુષોના સુખને માટે આત્મ–બલિ આપે છે

એમ બંનેમા પરમશક્તિયો છે છતા દિશાઓ જુદી હોવાને લીધે એકજ માર્ગે બંને જઈ શકતા નથી,–જવુ યોગ્ય પણુ નથી

આમ વિચાર કરીને સંસારના મહાપુરુષોએ સ્ત્રિયોને ઘરની સ્વામિની બનાવી અને પુરુષોને બાહેરનુ કામ આપ્યુ સ્ત્રિયોને કહ્યુ—

"पतिर्ब्रह्मा पतिर्विष्णु पतिरेव महेश्वर ।
पतिश्च निर्गुणाधारो ब्रह्मरूपो नमोस्तु ते ॥ "

( પતિજ બ્રહ્મા છે, પતિજ વિષ્ણુ છે, પતિજ મહેશ્વર—મહાદેવ છે, પતિજ નિર્ગુણાધાર છે અને પતિજ બ્રહ્મરૂપ છે, તેને નમસ્કાર હો )

પુરુષોને કહ્યુ —

" यत्र नार्यस्तु पूज्यन्ते, रमन्ते तत्र देवता "

( જ્યા સ્ત્રિયોની પૂજા થાય છે, ત્યા દેવો રમણ કરે છે —રહે છે )

મહાપુરુષોની આ આજ્ઞાને માથે ચઢાવીને બને સસારમા આગળ વધ્યા અને પરિણામ એ આવ્યુ કે ગરીબમા ગરીબ અને ધનવાનમા ધનવાન બધા પોતપોતાનુ કર્તવ્ય કરતા સુખેથી વખત ગુજારવા લાગ્યાં

ભારતના આ આદર્શને આખા સસારે સ્વીકાર્યું અને જુદા જુદા દેશો અને ધર્મોના મહાપુરુષોએ પણ એ પ્રમાણેજ ઉપદેશ આપ્યો

જમાનો બદલાયો અને ભિન્ન પ્રકૃતિયોને એક જ માર્ગે ચલાવવાનો પ્રયત્ન થવા લાગ્યો–વિષમતા વધી અને બને બાજુ ઘૃણાના ભાવ પ્રસર્યા. એનુ જ પરિણામ આજકાલનુ ગાર્હસ્થ્ય દુ ખ અને એનુ જ પરિણામ સ્ત્રિયોની આટલી બધી અવહેલના

આ ગ્રથમાળાનો ખાસ ઉદ્દેશ્ય, સ્ત્રીજાતિનુ મહત્ત્વ અને સ્ત્રીત્વના ગુણોનો પરમવિકાસ કેવી રીતે થયો છે અને થાય છે એ બતાવવુ છે આ ઉદ્દેશ્યને સામે રાખીને જ આ ગ્રથમાળાના ગ્રન્થો પ્રકાશિત થશે ગ્રન્થો ભાવ, ભાષા અને સૌંદર્યમા બધી રીતે પવિત્ર શુદ્ધ અને મનો મુગ્ધકારી થશે

પ્રથમ પુષ્પ **'જૈન–સતી–રત્ન'** વાચકોને ભેટ કરતા અમને આન દ થાય છે ધ્યેય કેટલા અશોમા આ પુષ્પદ્વારા સાધ્ય થયો છે એની પરીક્ષા સુજ્ઞ સમાલોચક અને વાચક કરશે

બીજુ પુષ્પ **'પત્નીગૌરવ'** તૈયાર થાય છે એમા નાની મોટી વાર્તાઓ છે પ્રસગોપાત સુદર સુદર બહુરગી અને સાદા ચિત્રો પણ આપવામા આવશે અમને ખાત્રી છે કે આ ગ્રથ ગુર્જરસાહિત્યનુ એક રત્ન થશે ગુર્જર વાચકો એનો અદ્ભુત રચના–કૌશલ, અને ભાષા એવ છપાઇ સફાઇ તથા ભપકો જોઇને પ્રસન્ન થશે

જો વાચક–બધુભગિની આ માળાને પ્રેમની ભીની નજરે જોશે અને હર્ષપૂર્ણ હૃદયથી ક ઠે ધારણ કરવાની કૃપા બતાવી અમને ઉત્સાહિત કરશે તો અમે વિશેષ રીતે સેવા કરી શકીશુ

કૃપાકાક્ષી—

**કૃષ્ણુલાલ વર્મા**

# નિવેદન.

સુજ્ઞ વાચક બંધુઓ અને ભગિનીઓ ! એકાદ સરસ ચિત્ર આલેખવા માટે કોઇ ઉત્તમ અને સુંદર પદાર્થ દૃષ્ટિ સામે રાખવાની જરૂર પડે છે સરસ અને સુંદર અક્ષરો લખતા શીખવા માટે દસ્કત શિક્ષક ( કોપીબુક ) ની ઘણા વખત સુધી નકલ કરવી પડે છે તેવીજ રીતે ચારિત્ર્ય વિકાસ માટે ઉત્તમ ચારિત્ર્યવાન અને સદ્‌ગુણી બનવા માટે મહાન્ સ્રીપુરુષોના ઉંચા આદર્શોને નજર સામે રાખીને તેને પોતાના જીવનમા ઉતારવાનો અભ્યાસ કરવાની જરૂરત પડે છે

ચારિત્ર્યનો વિકાસ બે રીતે થઇ શકે છે એક તો સદ્‌પુરુષોના સમાગમમા રહી તેમના સદ્‌ગુણોને પોતાના જીવનમા ઉતારવાના અભ્યાસથી અને બીજુ મહાન્ સ્રીપુરુષોના જીવનચરિત્રો વાચી, કંઠાગ્ર કરી, બનતી હકીકતો જીવનમા ઉતારવાથી

ચાલુ જમાનામા સત્સગતિ કરવા જતા અનેક કારણોને લીધે અનેક બાધાઓ આડી આવે છે પરન્તુ ઉત્તમ ગ્રન્થો વાચવાથી કિંચિત માત્ર પણ વિઘ્નનો ભય રહેતો નથી માનવ-જીવનની ઉન્નતિ અને સુખ પ્રાપ્તિ માટે આવા ચરિત્ર-ગ્રન્થોના જેવા બીજા થોડાજ સાધનો હશે એને માટે વિશેષ કહેવાની આવશ્યકતા નથી

મારી ગુર્જર બ્હેનોને પણ મહાન્ સતિઓના સત્ચરિત્રો વાચવાનો લાભ મળે તેઓ પોતાના ચારિત્ર્યને ખિલવી જીવનને કર્તવ્યપરાયણ બનાવી મનુષ્ય જન્મને સાર્થક કરે એવી સદ્‌ભાવનાથી પ્રેરાઇને મેં આ પુસ્તકનો અનુવાદ કર્યો છે એથી મારી બ્હેનોની કિંચિત્ માત્ર પણ સેવા થશે તો હુ મારો પરિશ્રમ સાર્થક થયો સમજીશ

જો કે આજ સુધી મને ગુજરાતી સાહિત્ય-ક્ષેત્રમા પ્રવેશ કરવાનો પ્રસગ પડયો નથી, તેથી ભાષા જોઇએ તેવી સરસ થઇ શકી નહિ હોય, ઘણાએ વ્યાકરણદોષો રહી ગયા હશે, તો પણ મારા આ દુ સાહસ બદ્દલ ઉદારહૃદયી સુજ્ઞ વાચકો મને ક્ષમા કરશે અને ઉત્સાહ

આપીને વધુને વધુ ગુર્જર-સાહિત્યની સેવા કરવાની તક આપશે એવી આશા રાખુ છુ

આ પુસ્તકમા મહાસતી સીતાજીનો અનુવાદ રા. રા ભાઇ લાલચદ લખમીચદ શાહે, અને બે ત્રણ પદોનો અનુવાદ રા રા ભાઇ જમનાદાસ નારાયણજી અઢીઆએ કર્યો છે તે ઉદાર હૃદયી બંને ભાઇઓનો અને એક કવિતા આશ્રમ ભજનાવળીમાથી લીધી છે એથી ભજનાવળીના સગ્રહકર્તાનો હુ મારા ખરા અન્ત કરણથી જેટલો આભાર માનુ તેટલો ઓછો છે

વિનીત,

—ઉષા

## વિનતી

પ્રૂફો એકજ વખત તપાસવા મળ્યા એથી અમારા અથવા પ્રેસના દૃષ્ટિ-દોષથી ભૂલો રહી ગઈ હોય તો વાચક ક્ષમા કરશે

પ્રકાશક

एको धर्म, एक व्रत नेमा,

मन, वच, काय-पतिपद प्रेमा

સીતાજીના એ વાક્યને ધ્યાનમાં રાખી

જે ગુર્જર બ્હેનો

સીતા આદિ દેવિયોની પેઠ

પતિપરાયણા અને ક્ષમાશીલ

થવા ઇચ્છે છે, થઈ છે અને થવાનો

યત્ન કરી રહી છે

તે બ્હેનોને આ ગ્રંથરત્ન

સાદર

# સમર્પિત.

—ઉષા.

# વિષયાનુક્રમણિકા.



## ચિત્ર



---

# જૈન-સતી-રત્ન

## પ્રથમ ભાગ.

### મહા સતી સીતા.

મિથિલા નગરીની રાણી વિદેહાના ગર્ભથી યુગલ સંતાન—એક સાથે બે બાળક—ઉત્પન્ન થયા. શૂર્પ ( સુપડુ ) અને થાળીનો એકજ સાથે રણકારો થયો. અન્ત પુરમા અને બાહેર સ્ત્રી પુરુષો આનંદ મનાવવા લાગ્યા બાળ સૂર્ય અને ચંદ્રની માફક જન્મથીજ તેમના મુખડાનુ તેજ જોઇને રાજારાણીના આનંદનો પાર ન રહ્યો નગરવાસીઓ આ સમાચાર સાંભળી પ્રસન્નતાથી ફુલાઇ ઉઠયા ઝુંડના ઝુંડ પુરવાસીઓ રાજા જનકને વધામણી દેવા માટે રાજ્ય મહેલ તરફ ચાલ્યા જે મોટા ગણાતા હતા તેમની રાજા સુધી પહોંચ થઇ, તેમણે રાજાને ઉપહાર ભેટમા આપ્યા અને જે સાધારણ સ્થિતિના હતા તેમણે નીચેથીજ રાજાનાં દર્શન કરી, તેમના જયનાદથી આકાશમંડળને ગુંજાવી સંતોષ માન્યો

પૂછપરછ કર્યાથી માલુમ પડ્યુ કે એક પુત્ર જન્મ્યો છે અને બીજી કન્યા પુત્ર અને કન્યાના નામ કરણને અભાવે નામ શુ રાખ્યા છે? તે કોઇના જાણવામા આવ્યુ નહિ

* * * *

એક ક્ષણ પહેલા જે વિદેહા આનંદ-સાગરમા ગોથા ખાઇ રહી હતી, જેના ચેહરા પર આનંદ પ્રસરી રહ્યા હતો, તેજ હૃદય-વેધક હાહાકાર કરતી જમીન પર તરફડવા લાગી પુષ્પની માફક તેનું વિકસિત વદન કરમાઈ ગયુ કેમ ? તેના કાળજાનો એક કટકો કોઇ કાઢી લઇ ગયુ, તેની કુમળી આશાલતાને કોઇ નીર્દયીએ કાપી નાખી, તેના પ્રાણપ્રિય પુત્રને કોઇ ચોરી લઇ ગયુ અંતપુરની બીજી સ્ત્રિયો પણ આમતેમ દોડવા લાગી રાજા પાસે પણ પહોચાડવામા આવ્યા જનક વ્યાકુળ થઇ ઉઠયા. વજ્રનો આઘાત થયો હોય તેમ તેઓ સ્તબ્ધ થઇ ગયા નગારખાનામાથી આવતો "કડધી"નો અવાજ બંધ પડયો, ભાટ ચારણોનું યશોગાન થભી ગયુ અને આખા નગરમા આ સમાચાર ફેલાતાજ, શોક છવાઈ ગયો

જનક રાજાએ ચોતરફ પોતાના પુત્રની તપાસ માટે માણસો દોડાવ્યા અને પોતે પુત્રના વિરહથી આકુળ-વ્યાકુળ થઇ રહેલ વિદેહાને આશ્વાસન આપવા માટે અંતપુરમા ગયા આશ્વાસન આપ્યુ કોઇ કયા સુધી રડી અને દુઃખી રહી શકે છે ? શ્રીમદ્ હેમચંદ્રાચાર્યની આ ઉક્તિ કાર્યમા પરિણત થઈ —

'शोको हर्षश्च संसारे, नरमायाति याति च '

હર તરેહના પ્રયત્ન કર્યા છતા અને દરેક ઠેકાણે તપાસ કરાવવા છતા પણ પુત્રનો કયાઇ પત્તો લાગ્યો નહિ સર્વને ધૈર્ય ધારણ કર્યા સિવાય બીજો રસ્તોજ ન હતો નાની બાળાને જોઇનેજ સઉ કોઇ પોતાના નેત્રોને ઠારવા લગ્યા પુત્રશોક વિસ્મૃતિ-સાગરમા વિલીન થઈ ગયો. બધા કન્યાને

આંખોની કીકી પર નચાવતા પોતાનો વખત વ્યતીત કરવા લાગ્યા

*    *    *    *

પુત્રીનુ નામ સીતા રાખવામા આવ્યું. બીજના ચંદ્રની માફક ઉદિત થઇને ધીમે ધીમે પૂર્ણ ચંદ્રના તેજ જેવું તેનુ તેજ ખિલી નીકળ્યું. સોળે કળા પૂર્ણ થઈ ગઈ તે યૌવનની લાવણ્ય લહરીઓની સરિતા બની, કોઈ વિશાળ સમુદ્રને મળવા માટે કલ્લોલ કરતી આગળ વધવા લાગી

જનક રાજા, સીતાની આ અતુલ સુંદરતા જોઈને હમેશા ચિન્તિત રહેવા લાગ્યા, તેમના હૃદયમા રાત દિવસ એજ ચિન્તા લહેરાવા લાગી કે હવે આ કન્યાની જોડનો વર કયાથી મળશે ? કયાથી આ સ્વચ્છ, પવિત્ર પ્રેમ-ભાવ-જળ-પૂરિત હૃદય-સરિતા( સીતાને ) માટે તેવોજ ઉદારતા, વીરતા, દયા અને કર્ત્તવ્યપરાયણતા રૂપી જળથી ભરેલો અથાહ સાગર ( વર ) ક્યાંથી મળશે ? જેના ખોળામાં આ મારી વિદેહાની અને આખા મિથિલા દેશની આંખોની કીકી સીતા આરામથી પોતાનુ જીવન વ્યતીત કરી શકશે ?

*    *    *

જનક રાજાએ યોગ્ય પતિની પુષ્કળ તપાસ કરી, પણ સીતાને યોગ્ય એક પણ રાજકુમાર તેમની નજરમા આવ્યો નહિ.

તે વખતે અર્ધ બર્બર દેશના મ્લેચ્છ રાજાઓ—જે દૈત્યના જેવા શક્તિશાળી હતા—જનક રાજાના રાજ્યમા ગરીબ પ્રજાને સતાવવા લાગ્યા. જનક તેમનું દમન ન કરી શકયા, તેથી તેમણે પોતાના પાડોશી દશરથ રાજાને કુમકે બોલાવવા દૂત મોકલ્યો.

દૂત જનકરાજા નો સંદેશો લઇ દશરથ પાસે ગયો. સદેશો સાભળી દશરથ રાજા બોલ્યા —

"રાજા જનક અમારા પરમ સ્નેહી છે તેમની મદદે જવુ એ અમારૂ કર્ત્તવ્ય છે પણ જો તેઓ અમારા મિત્ર ન હોત તોપણ અમે અવશ્ય તેમની સહાયતા કરત, કારણ, રાજાઓનો ધર્મ છે કે નિર્બળની રક્ષા કરવી અને અત્યાચારીઓને દંડ દેવો. હુ ક્ષત્રિય છું ક્ષત્રિયોને માટે ગરીબ પ્રજા પર થતા અત્યાચાર જોઈ ચુપચાપ બેસી રહેવુ એ ભયંકર પાપ છે ક્ષત્રિયોને માટે આ પાપથી વધારે સસારમા બીજુ કોઇ ભયકર પાપ નથી હે દૂત! તુ જા, અને જનક રાજાને અમારા તરતજ આવી પહોચવાના સમાચાર આપ. અમે આવીશું, જનક રાજાની પ્રજાનુ રક્ષણ કરીશુ, ક્ષત્રિય ધર્મનુ પાલન કરીશુ, અત્યાચારિયોને દંડ દઇશુ, બર્બર મ્લેચ્છોની બર્બરતા મટાવીશુ, અને તેમને શીખવીશુ કે માણુસોએ માણુસો સાથે કેવો વ્યવહાર કરવો જોઇએ."

દૂત ચાલ્યો ગયો અયોધ્યામા લશ્કરના કૂચ કરવાના નગારા વાગ્યા રામચદ્રજીને પણ આ વાતની ખબર પડી તેઓ તરતજ દશરથ રાજા પાસે ગયા, અને પગે લાગી બોલ્યાઃ—"પિતાજી! તુચ્છ મ્લેચ્છોનુ દમન કરવાને માટે આપની શી જરૂરત છે? મને આજ્ઞા આપો હુ અનુજ લક્ષ્મણ સહિત જઇને આ કાર્ય પૂર્ણ કરી આવીશ.

દશરથ રાજાએ પ્રેમપૂર્ણ દૃષ્ટિથી રામ તરફ જોતા કહ્યુ.—"બેટા! હજી તમે નાદાન છો. તમારી કોમળ ભુજાઓ વ[illegible] શરીરી, ઉદ્દંડ મ્લેચ્છોને દંડ દઈ શકશે નહિ"

રામચંદ્રજી હર્ષમિશ્રિત નમ્રતાથી બોલ્યા.—"પિતાજી!

જ્યારે સિંહણના નાદાન બચ્ચાઓ ભીમકાય મદોન્મત્ત હાથીઓના મસ્તક પોતાની કોમળ ભુજાઓવડે સારી રીતે વિદીર્ણ કરી શકે છે ! ત્યારે શું અમે ક્ષત્રિયોના નાદાન બાળકોની ભુજાઓ–જે આપના શબ્દોમા કોમળ છે પણ ખરી રીતે જે પોલાદની માફક મજબુત છે કેમકે ક્ષત્રિયોમા અતુલ શક્તિ જન્મથીજ હોય છે–શું મ્લેચ્છોનું દમન નહિ કરી શકશે ? આપ પુત્ર–પ્રેમને લીધેજ એમ કહી રહ્યા છો, અમને મ્લેચ્છોને દંડ દેવામા અયોગ્ય સમજી રહ્યા છો, પરંતુ ખરી રીતે તો અમે સર્વથા યોગ્ય છીએ એટલા માટે પિતાજી ! કૃપા કરીને આજ્ઞા આપો કે હું અને લક્ષ્મણ જઈએ, મ્લેચ્છોને દંડ દઈએ, પ્રજાને સુખી કરીએ, જનકરાજાને સંકટમાથી મુક્ત કરીએ અને ઇક્ષ્વાકુ વંશની જય–ધ્વનિથી દિગ્દિગાન્તોને વ્યાપ્ત કરી દઈએ

દશરથે રામને પ્રસન્નતા પૂર્વક સેના–નાયકના વેશથી સુસજ્જિત કરી યુદ્ધને માટે રવાના કરી દીધા

* * * *

મિથિલા પહોંચીને રામે મ્લેચ્છ રાજાઓ પર આક્રમણ કર્યો તેઓ એકાએક રામનું આક્રમણ સહન કરી શક્યા નહિ કેટલાએ યુદ્ધમા મરાયા અને કેટલાક જે તરફ માર્ગ મળ્યો તે તરફ જીવ લઈ નાસી ગયા દેશમા ઉપદ્રવ શાંત થયો. પ્રજા રામને આશીર્વાદ દેવા લાગી- રાજા જનકે રામને છાતી સરસા ચાંપ્યા અને સીતાએ અંતરંગ ભક્તિ ભાવથી પોતાના હૃદય–પુષ્પોને તેમના ચરણોમા અર્પણ કર્યાં.

રામે આવીને જનકની બને ચિન્તાઓને મટાડી દીધી.

એક સીતાને માટે યોગ્ય વરની અને બીજી દેશમાં થતા ઉપદ્રવને શાંત કરવાની.

નારદજીએ સીતાજીના રૂપની પ્રશંસા સાંભળી. આથી તેમને જોવા માટે તેઓ મિથિલામા પહોચ્યા તેઓ તે વખતે સીતાજીને જોવા માટે એટલા આતુર થઇ રહ્યા હતા કે રાજાની પાસે ન જતા સીધા અંત પુરમા સીતાજીના ઓરડામા ચાલ્યા ગયા સીતાજી એકલાજ હતા તેઓ તેમની સામે જઇને ઉભા થઇ ગયા સીતાજી નારદજીની પીળી આખો, પીળા કેસ, મોટી ફૂદ, અસ્થિચર્મવિશેષ શરીર (સુકાયલુ શરીર) લટકતી ચોટલી અને કૌપીન (લગોટી) ને જોઇને ચીસ પાડી ઉઠયા તેમનો ચીત્કાર સાભળીને દાસીઓ દોડી આવી

મોટું હુલ્લડ થયુ કોઇએ નારદની ચોટલી પકડી, કોઇએ નારદનુ ગળું પકડ્યુ, કોઇએ કાન પકડયો. અને કોઇએ થપ્પડ અને મુક્કીથી નારદજીની પૂજા કરવી પ્રારંભ કરી. કોલાહલ સાભળીને શસ્ત્રધારી દ્વાર-રક્ષક પણ ત્યા આવી પહોચ્યા. નારદ મોટી આફતમા આવી પડયા, તેઓ ઘણીજ મુશ્કેલીથી જાન છોડાવીને નાઠા અને ઉડીને વેતાઢયા પર્વત પર પહોચ્યા

* * * *

નારદનું હૃદય તે વખતે ક્રોધથી વિકલ થઇ રહ્યુ હતું. તેઓ મનમા ને મનમા બબડયા,-"હ ! આ દુર્દશા ? એવો અત્યાચાર ? નારદ સાથે એવો વ્યવહાર ? ઠીક છે ! વ્યાક્રિયોને જોઇ લઇશ. સીતા ! સીતા ! તને ધનયૌવનનો ગર્વ છે ! તે ગર્વને લીધે તે નારદનુ અપમાન કર્યું છે ઠીક છે ! નારદ અપમાનનો બદલો લેતા જાણે છે. નારદ થોડાજ

દિવસોમા તને એનું ફળ ચખાડશે કે જેથી તું જન્મભર હૃદયવેદનાથી બળતી રહેશે"

થોડા વખત સુધી નારદ કોણ જાણે શુ વિચારતા રહ્યા, પછી તેમણે સીતાનુ એક ચિત્ર તૈયાર કર્યું. ચિત્રમાં સીતાનુ અલૌકિક સૌંદર્ય જોઇને નારદજી પોતેજ મુગ્ધ થઇને મથું ધુણાવવા લાગ્યા અને બોલ્યા -"એવી લાવણ્ય-વતીને મારે દુખ દેવું પડશે પણ બદલો! અપમાનનો બદલો! કૃતનુ ફળ! તેને ભોગવવુજ પડશે! નારદની અવહેલના કરીને કોઇ કદી સુખી થયુ નથી

* * *

નારદજી ચિત્રને લઇને, વૈતાઢય ગિરિના દક્ષિણ પ્રદે-શના ચદ્રગતિ નામે વિદ્યાધર રાજાના કુવર ભામડળની પાસે પહોચ્યા ત્યા જઇને તેમણે ભામડળને સીતાજીનુ ચિત્ર દેખાડયુ ચિત્ર દેખતાજ ભામંડળે તેને પોતાની છાતી સરસું ચાપી લીધુ ચિત્રદર્શનની સાથેજ મનમિજના પુષ્પ બાણ તેના હૃદયમા પ્રવિષ્ઠ થઇ ગયા કારી ઘા લાગ્યો. ભામડળ ભાન ભૂલી ગયો, નારદે તીર નિશાનાપર બરાબર લાગ્યું જોઇ પોતે પોતાનો રસ્તો લીધો

ભામડળની સ્થિતિ તેજ વખતથી ખરાબ થઇ ગઇ. ખાવુ, પીવું, રમત, ગમત, આનદ, વિલાસ, નિદ્રા બધા બધ થઇ ગયા, અને રાત દિવસ સીતાજીનુજ સ્મરણ રહેવા લાગ્યુ. સમાધિસ્થ યોગીની માફક આખો દિવસ મૌન ધારણ કરી, પોતાનો વખત જેમતેમ વ્યતીત કરવા લાગ્યો. પોતાના પુત્રની એવી દશા જોઇને રાજાએ એક દિવસ ભામડળને પોતાની પાસે બોલાવ્યો, અને એવી દશા થવાનુ કારણ પૂછયું પણ પિતાની આગળ પોતાના હૃદયની વેદન

તે કેવી રીતે પ્રગટ કરી શકે? તે લાજનો માર્યો માથુ નીચુ નમાવી પોતાના પિતા પાસે ઉભો રહ્યો

એક મિત્રે રાજાને ભામંડળની આવી દશા થવાનુ કારણ બતાવ્યુ રાજા ચંદ્રગતિ આ વાત સાભળી પોતાના ખાનગી ઓરડામા ગયા, અને નારદજીને પોતાની પાસે બોલાવ્યા. નારદજી આવ્યા રાજાએ તેમને પૂછ્યુ—"આપે મારા પુત્રને જેનુ ચિત્ર દેખાડ્યુ છે તે કોની કન્યા છે?"

નારદજીએ ઉત્તર આપ્યો—"જે ચિત્રની તમે વાત કરો છો તે મિથિલા દેશના રાજા જનકની પુત્રી સીતાનુ છે રૂપગુણમા તે અદ્વિતીય છે એના રૂપની સરખામણી કરવા જેવી કન્યા મૃત્યુ લોકમા તો શુ, પણ દેવલોકમાએ મળવી કઠણ છે તે વિધાતાની અનુપમ કૃતિનો નમુનો છે આજે વિધાતા પણ એનાજ જેવી બીજી કન્યા બનાવવા પ્રયત્ન કરે તો તેનો પ્રયત્ન નિષ્ફળ જાય ગધર્વ લોકો પણ એની નકલ કરી શકે એમ નથી!

મે જે ચિત્ર દેખાડ્યુ છે, એમા તો સીતાના ખરા લાવણ્ય અને સ્વરૂપનો સોમો હિસ્સો પણ નથી મારા ધારવા પ્રમાણે કોઈ ચિત્રકાર એવુ ચિત્ર બનાવી શકેજ નહિ અને ન કોઈ કવિ એના વાસ્તવિક સ્વરૂપનુ વર્ણન યથાયોગ્ય કરી શકે! હે વિદ્યાધરેના રાજા! મે સીતાને ભામડળના યોગ્ય સમજીનેજ, એની સૂચના તમને આપી છે. હવે તમારી ઇચ્છા હોય તેમ કરો

આટલુ કહી નારદજી ચાલ્યા ગયા ચદ્રગતિ રાજા વિચારમા પડ્યો

* * * *

ચંદ્રગતિએ પોતાને આધીન વિદ્યાધરોને બોલાવ્યા, અને રાતોરાત જનક રાજાને મહેલમાથી સુતોજ ઉપાડી લાવવાની આજ્ઞા કરી. તે પ્રમાણે તેજ રાતે વિદ્યાધરો જનક રાજાને પલંગ સહિત તેના મહેલમાથી ઉપાડી ચંદ્રગતિ રાજા પાસે લઇ આવ્યા.

જનકને ઉઠાડવામા આવ્યા જાગતાંજ તે પોતાને એક તદ્દન નવાજ માણસની સામે અને તદ્દન અજાણ્યા ઘરમા જોઇ આશ્ચર્ય પામ્યા તેમને તો પોતે સ્વપ્નમા છે એમ લાગવા માડ્યુ તેઓએ આંખો ખોલી ચારે બાજુ નજર નાખી ધ્યાનપૂર્વક જોયુ અને પૂછ્યુ:—" હુ કયા છુ ? મારો મહેલ ક્યા ગયો ? આ મહેલ કોનો છે ? તમે લોકો કોણ છો ? હુ અહિ કેવી રીતે આવી ગયો ?" ચંદ્રગતિ તેમની સામે આવી હસીને બોલ્યો —" તમે મારા મહેમાન છો !"

જનકરાજાએ આશ્ચર્યથી આંખો ફાડી તેના સામે જોઇ પૂછ્યુ:—" તમે કોણ છો ? હુ તમારો મહેમાન કયાનો ? આ જગ્યા કઇ છે ? હુ અહિ કેવી રીતે આવી ગયો ?"

ચંદ્રગતિ રાજાએ તેવીજ રીતે હસતા હસતા જવાબ આપ્યો —" આપ વૈતાઢ્ય પર્વતના દક્ષિણ ભાગમા આવેલા દેશના નાયક રાજા ચંદ્રગતિના મહેમાન છો ! મે આપને મારા વિદ્યાધરો મારફત ઉપડાવી મંગાવ્યા છે આ વખતે તમે ચંદ્રગતિના આવાસમા છો !"

જનકરાજા સંદેહ ભરી નજરથી ચંદ્રગતિની તરફ જોઇ રહ્યા, અને બોલ્યા —" આ શુ તમે સાચુ કહો છો ? શુ હુ સ્વપ્ન તો જોતો નથી ?"

ચંદ્રગતિ ખખડીને હસ્યો અને બોલ્યો:—"આ વાત એટલીજ સાચી છે કે જેટલું તમારૂં અસ્તિત્વ સાચુ છે'

જનકરાજાએ પૂછ્યુ –"ઠીક, ત્યારે કૃપા કરીને મને કહો કે મને બોલાવી મંગાવવાનુ કારણ શુ છે?" ચંદ્રગતિ રાજાએ અતિ ગંભીરતાથી કહ્યુ—"મેં સાભળ્યું છે કે તમારે એક અનુપમ લાવણ્યવતી કન્યા છે મારે પણ એક સર્વગુણસંપન્ન, અતુલ પરાક્રમી અને સ્વરૂપવાન ભામંડળ નામનો પુત્ર છે. મારી સમજ પ્રમાણે આપ પણ અત્યારે આપની કન્યાને માટે વરની શોધ કરતા હશો કારણકે સીતાના જેવી સર્વગુણસંપન્ના કન્યાને માટે વર મળવો ઘણોજ કઠણ છે મને પણ મારા પુત્રને માટે કન્યાની જરૂર છે કારણ હજુ સુધી મારા પુત્રને લાયકની કોઇપણ વિદ્યાધર કન્યા મને મળી નથી મારા માનવા પ્રમાણે આપની સીતા અને મારા યુવાન પુત્ર ભામંડળની યોગ્ય જોડી થઇ છે બન્નેની જોડ રતીકામદેવના જેવી સ્વરૂપવાન લાગશે, તેથી હું આપની પાસે માગી લઉં છુ કે આપ આ સબંધનો સ્વીકાર કરો!"

જનકરાજા ઘૃણામિશ્રિત હાસ્ય કરતા બોલ્યા:–'વિદ્યાધરના રાજા, આપનુ કહેવુ ઠીક છે હુ આ વાતને કબુલ કરી લેત, પણ લાચાર છું કે, મે દશરથના પુત્ર રામચંદ્રની સાથે સીતાનો વિવાહસબંધ કરી દીધો છે. કન્યાનો સબંધ એકજવાર થઇ શકે છે કન્યાના હૃદયમા, જે પુરુષ, વાગ્દાનથી પતિ રૂપે સ્થાપિત થઇ ચૂક્યો હોય તેને કાઢી મૂકીને બીજાને બેસારવાનો પ્રયત્ન કરવો ઘોર પાપ છે.

' જો સીના પોતે બાળક હોત, અને આ બધી બાબત મારા પોતાના હાથેજ નક્કી થવાની હોત, તો પણ હુ મારાથી બનતુ કરત, પણ આ વાતમા તેમ નથી. સીતાએ પોતેજ પોતાના હાથે પોતાના હૃદયપુષ્પો રામચન્દ્રના ચરણોમા ધર્યા છે એ હૃદય પુષ્પોને પાછા લઇ લેવાની મારામાં શક્તિ નથી અગર ધારો કે હુ પોતે તે પાછા લેવા ચાહુ પણ સીતા તે કેમ કબુલ કરશે ? જ્યારે તે કબુલ નહિ કરે, તો પછી મારી ઇચ્છા શા કામની ?"

ચન્દ્રગતિ જરા કઠોર સ્વરમા બોલ્યો –' જનક ! જરા વિચાર કરીને મારી માગણીનો અસ્વીકાર કરો એક સાધારણ મનુષ્યને માટે વિદ્યાધરોના રાજાના કથનનો અનાદર કરી તમારા ભવિષ્યને ગહન અધકારમા નાખતા વિચાર કરો "

જનક રાજાના હૃદયની અદર પણ ક્ષત્રિયત્વનો જુસ્સો ઉભરાઇ આવ્યો ! ક્રોધથી એમની આખો બળી ઉઠી ! તેમનુ હૃદય કઠોરતામા ફેરવાઇ ગયુ, તેઓએ ઘૃણામિશ્રિત સખ્તાઇથી ઉત્તર આપ્યો —

"ચન્દ્રગતિ રાજા ! મે જે વખતે સીતાનો સબધ કર્યો તેજ વખતે બધી વાતોનો વિચાર કરી લીધો હતો હવે મને તે બાબતમા વિચાર કરવાનો વખત નથી હવે મારા વિચારથી કાઇ થઇ શકે એમ પણ નથી હવે તો જે સીતા ધારે તેજ થાય એમ છે હુ મારુ પોતાનુ કાઇ પણ નુકશાન થશે એ વિચારથી સીતાની સ્વામીનતા નષ્ટ કરવા ઇચ્છતો નથી "

ચન્દ્રગતિ રાજા પણ તેવાજ સ્વરથી બોલ્યો —" શુ

મારી અદ્ભુત શક્તિનો અંદાજ તમે નથી લગાવી શકતા? શુ તમે નથી જોઈ શકતા કે મારી શક્તિ આગળ તમારૂ ચાલવાનુ નથી? હુ જે રીતે તમને ઉપાડી મગાવવાને શક્તિવાન થયો છુ, તેજ રીતે સીતાને પણ ઉપાડી મગાવી શકુ એમ છુ, તે શુ તમે નથી સમજી શકતા? પણ મારી તેવી ઇચ્છા નથી હુ ન્યા કરો અને તમારો સબંધ બાધવા માગું છુ એટલા માટે તમારી રાજી ખુશીથીજ તે સબધને જોડવા માગું છુ. એથીજ તમને સમજાવુ છુ કે કોઇપણ જાતનો વિરોધ ન કરતા આપ મારી માગણીનો સ્વીકાર કરો ક્ષત્રિયોનો એ ધર્મ છે કે તેઓ કાઈ અયોગ્ય સબધ થતો હોય તો તેને રોકે અને યોગ્ય સગવ જોડે”

જનકરાજાએ એજ અગજા કહ્યું—“ ક્ષત્રિયોનો ધર્મ છે કે સેકડો અનિષ્ટ અને આપદાઓનો મુકાબલો કરીને, પોતાના પ્રાણુ આપીને, પણ તેઓ પોતાના વચનની રક્ષા કરે ક્ષત્રિયોનો એ પણ એક ધર્મ છે કે તેઓ કોઇપણ રીતે પોતાની પ્રજાની સ્વાધીનતનો નશન કરે ક્ષત્રિયનો જન્મ આ ભૂમિ ઉપર પ્રજાનુ પાલણુ કરવા માટેજ છે નહિ કે એમના વિનાશ માટે સીત મારી પ્રજા છે હુ મારા ક્ષત્રિય ધર્મને અનુસરી તેની સ્વાધીનતાનો નાશ કરી શકતો નથી

“ સભળો વિદ્યધર પતિ! સીતાના શરીરને ભો તમે ઉપડાવી મગાવો! પણુ તેમ કરવાથી તેના મન ઉપર તમે કાબુ મેળવી શકશો નહિ સીતાને તમે તમારા પુત્રની સાથે લગ્ન કરવાને રાજી કરી શકશો નહિ. ધ્યાનમા રાખજો કે, તે એક ક્ષત્રિયની પુત્રી છે અગર તેના ઉપર કોઇ પણુ

જાતની જબરદસ્તી કરવામા આવશે, તો તે પોતાનો અને તેના ઉપર અયોગ્ય વર્તણુંક કરનારનો પ્રાણ લીધા વિના રહેશે નહિ. ક્ષત્રિયની બાલિકાઓ પોતાનું અને પોતાના ધર્મનુ રક્ષણ કરતા સારી રીતે જાણે છે ”

જનકરાજાનાં વચનો સાભળી ચંદ્રગતિનો ચહેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો ! તે ઉઠી ઉભો થયો, અને બોલ્યો —“ એક સાધારણ મનુષ્ય અને વિદ્યાધરની સાથે સ્પર્ધા ! જોઉ છું. રામ સીતાની સાથે કેવી રીતે લગ્ન કરી શકે છે ? લોહીની નદીઓ વહેશે, લાખોના પ્રાણ જશે, અને રામનુ મસ્તક ધૂળમા આળોટતુ થશે ! અધર્મના ભયથી સીતા ઉપર કોઇ પણ જાતની સખ્તાઇ કરતાં હૃદય ડરે છે ! હા, બાકી તમોને હુ એટલુ તો સ્પષ્ટ કહી દઉં છુ કે કદી સીતા ભામંડળની સ્ત્રી થવાનુ કબુલ નહિ કરે, તો તે રામની પત્ની પણ થઇ શકશે નહિ ! ધ્યાન રાખો, કે મારી વાત માન્યા સિવાય તમે અહિંથી તમારે ઘેર પાછા જઈ શકશો નહિ !’

ચદ્રગતિ રાજા બહાર અટારીમા આંટા મારવા લાગ્યો, તેના વિચારોની ઝડપ પ્રમાણે તેના પગ પણ ઝડપથી ઉપડતા હતા

જનકરાજા વિચારમા પડયા ! એમને સમજ ન પડી કે શુ કરવુ ? ચદ્રગતિ રાજાની શક્તિનો વિચાર કરી તેમનુ હૃદય કાપતુ હતુ જે રાજા અને જેની પ્રજા ઉડતા મનુષ્યોને ઉપાડી લાવવાની અને તે સાથે આકાશમા ઉડી જવાની શક્તિ ધરાવે છે, તે લોકો બીજું શુ ન કરી શકે ? શુ એમ ન બને, કે સીતાને પણ

આ હોય તો સુતી ઉપાડી લાવે અને તેના ઉપર કોઇ જાતનો અત્યાચાર કરે ?

અટારીમા ફરતા રાજા ચદ્રગતિને કાંઇક વિચાર આવ્યો તે તરતજ જનકરાજા પાસે આવી બેસી ગયો અને બોલ્યોઃ—" સાભળો જનક ! એક વાત તો નિશ્ચિત છે કે લડાઈ કર્યા સિવાય રામ સીતાને લઈ જઇ શકશે નહિ ! આ લડાઇને અટકાવવાનો મને એક ઉપાય સુજ્યો છે તે તમને બતાવુ છુ. મારા ઘરમા અપૂર્વ તેજસ્વી એવા બે 'વજાવર્ત' અને 'અર્ણવાવર્ત' નામના ધનુષ્ય છે, એક હજાર દેવતાઓ તેમની હમેશ રક્ષા કરે છે. દેવતાઓની આજ્ઞાથી અમારા ઘરમા હમેશ તે ધનુ'યોની ગોત્ર દેવતાની માફક પૂજા થાય છે

'ધનુષ્યો ભવિષ્યમા બલભદ્ર અને વાસુદેવના ઉપયોગમા આવનાર છે તમે એમને લઈ જાઓ અને સ્વયવર કરી તેમને મડપમા મૂકો સ્વયવરમા આવનાર રાજાઓને એ બતાવી દો, કે જે રાજા એ બે ધનુષ્યોમાથી એકને પણ ઉપાડી તેની પ્રત્યચા (પણુચ) ચડાવશે તેને સીતા વરમાળ આરોપશે."

જનકરાજાએ કાંઇપણ ઉત્તર આપ્યો નહિ નીચુ માથુ રાખી તે ગહન વિચારમા મગ્ન બેસી રહ્યા. ચદ્રગતિ જનક રાજાની આ સ્થિતિ જોઈ બોલ્યે –"મહારાજ ! વિચાર કરો ! સીતા શૂરવીરની પત્ની થવી જોઇએ, નહિ કે અશક્તની ! સીતા ઉત્તમ રાજાની પત્ની થવી જોઇએ, નહિ કે સાધારણ રાજાની ! અગર રામચંદ્ર આમાથી એક પણ

ધનુષ્યને ઉપાડી લેશે, તો હુ મારી હાર કબુલ કરીશ અને ચુપચાપ મારા રાજ્યમા પાછો આવીશ ”

છેવટે ચંદ્રગતિની આ વાતનો જનકરાજાએ સ્વીકાર કર્યો. ચદ્રગતિએ જનકને બને ધનુષો સ હત પોતાના રાજ્યમા પાછા રવાના ક ર્યા

*   *   *   *

જનકરાજાએ બધી વાત પોતાની પત્ની વિદેહાને જણાવી આ વાત સાભળી રાણી વ્યાકુળ થઇ ગઇ ! થોડો વખત નિસ્તબ્ધ રહી રોવા લાગી અને બોલી —“હે વિધાતા ! શું તારો બધો ગુસ્સો મારા એકનાજ ઉપર ઉતારવાનો છે ? શું હુજ આ આખા સસારમા એક મહા અપરાધિની છુ ? મારા પુત્રને લઇ લીધો હું આ એક પુત્રીને જોઇને મારા દિવસો સુખમા પસાર કરતી હતી, તે પુત્રીને પણ શુ તુ આ પ્રમાણે દુખી કરવા ઇચ્છા રાખે છે ? સસારમા દરેક કન્યાને પોતાનો સ્વામી પસદ કરવાની છૂટ હોય છે. શુ હુજ એવી અભાગિયણ છુ કે મારી પુત્રી એ છૂટમાથી વચિત રહેશે ! શુ મારી પુત્રીને જે ધનુષને ચડાવી લે તેની સાથે પોતાની ઇચ્છા વિરુદ્ધ, લગ્ન કરવા પડશે ? હે ભગવાન ! આ કેવી ભારી વિટબના ! કદાચ કોઇ બીજોજ રાજા ધનુષને ચડાવી લેશે અથવા રામચદ્ર સુધી વારોજ ન આવશે ! તો શું અયોગ્ય મનુષ્યના ચરણોમાં મારે મારી આખની કીકીરૂપ સીતાનુ દાન દેવુ પડશે ?”

રાણી વિદેહા કપાળ પર હાથ મારી પલગમા પડી ગઇ. રાજા જનક તેમનુ માથુ ઉપાડી પોતાની ગોદમા

લઈ તેમના વિખરાયેલા વાળ ચ્હેરા ઉપરથી આસપાસ ખસેડતા બોલ્યાઃ—" પ્રિયે ! કાંઈ ફિકર ન કરો ! હુ રામના પરાક્રમને જાણું છુ અને મને પૂર્ણ વિશ્વાસ છે કે રામ સિવાય આ ધનુષને બીજું કોઈ ઉપાડી શકશેજ નહિ."

વિદેહાને જનકરાજાની વાત ઉપર સંપૂર્ણ વિશ્વાસ બેઠો નહિ સશયાત્મક દૃષ્ટિથી રાજાજનક સામુ જોઈ તે બોલ્યા -" શુ તમે સાચુજ કહો છો ?"

જનક રાજાએ દયા, ઉદ્વેગ, વ્યથા અને આશ્વાસનપૂર્ણ નજરથી રાણી વિદેહાના સામુ જોઈ તેમની ઠોડી પોતાની ત્રણ આગળીઓ વચ્ચે પકડીને કહ્યું -" હા, જે હુ કહુ છુ તે બીલકુલ સત્યજ છે"

* * * *

એક ભવ્ય મડપની અદર વિદ્યાધર અને મનુષ્ય રાજાઓ આવી પોતપોતાને યોગ્ય નિર્મિત સ્થાને બેઠા. બેઠકો ગોળાકારમા ગોઠવવામા આવી હતી, વચમા ચોકી બનાવી તેના ઉપર બને ધનુષોને મૂકયા હતા ધનુષની પાસે થોડેજ દૂર રાજા જનક બેઠેલા હતા ! ઝાંઝરનો ઝણકાર કરતી, વિદ્યાધર અને મનુષ્ય રાજાઓની હૃદયતત્રીઓને વગાડતી, કાળા વાદળાઓથી ઢંકાયલા આકાશની નીચે બનાવેલા અર્ધ અધકાર પૂર્ણ સ્વયવર મડપને પોતાના ચદ્રમુખથી પ્રકાશિત કરતી હાથમા વરમાળા લઈ, પોતાની સખીઓથી ઘેરાયલી સીતા ધનુષોની પાસે આવી ઉભી રહી. મડપમા શાતિ પ્રસરી રહી સીતા ધનુષોનુ પૂજન કરી હાથમા વરમાળા લઈ તેમની પાસેજ ઉભી રહી. તેના મુખ કમળપર નૃપ-નેત્ર-ભ્રમર ગુજાર કરવા લાગ્યા.

નારદે બતાવેલા ચિત્ર કરતાં પણ વધારે સીતાનું અલૌકિક રૂપ જોઇ ભામંડળ ઘણોજ વ્યાકુળ થઇ ઉઠયો. તેનો શ્વાસોચ્છ્વાસ પૂર્ણ વેગથી ચાલવા લાગ્યો

જનકરાજાએ શાંતિનો ભંગ કર્યો તેઓ મોટા સ્વરે બોલ્યા —"જે હેતુથી આપ સર્વ રાજા મહારાજાઓને મેં

પણ તેને ફરીથી હું આપની સમક્ષ કહી દઉં છું કે, આ મંડપમાં રાખેલા બે ધનુષોમાંથી એક ધનુષને જે કોઇ ઉપાડી તેની પ્રત્યંચા ચઢાવશે, તેના ગળામાં મારી પુત્રી સીતા વરમાળ આરોપશે ”

સીતાને આજ સુધી એમજ વિશ્વાસ હતો કે આ દુનિયામાં રામના જેટલું શૌર્ય કોઇનામાં નથી! પણ આજે અત્રે આવેલા રાજાઓના પ્રચંડ શરીરો જોઇ તેની સરખામણીમાં રામચંદ્રનું સુકુમાર શરીર જોઇ, અને સાથે સાથે ધનુષની કઠોરતાનો વિચાર કરી સીતાનું હૃદય ધ્રુજી ઉઠયું સીતાએ જોયું કે આટલા બધા ભેગા મળેલા રાજાઓમાં રામના જેટલો સ્વરૂપવાન રાજા એકે નથી પરંતુ સાથે સાથેજ તેણે એ પણ જોયું કે રામ જેવો સુકુમાર પણ તેમનામાં કોઈ નથી

સીતાએ ધડકતા હૃદયથી મનમાં ને મનમાં પ્રાર્થના કરી કે હે વિધાતા! મારા ઉપર કૃપા કરજે! રામચંદ્ર સિવાય બીજા કોઇને આ ધનુષ ઉપાડવા દઇશ નહિ!

એક પછી એક ભીમ કાયાવાળા અને બળવાન રાજાઓ ધનુષની પાસે આવતા તેમ તેમ સીતાનું કલેજું કાંપી ઉઠતું! મનમાં ને મનમાં એક હૃદ વેધક ચીત્કાર થઇ

જતો. ઘણીજ વ્યાકુળતાથી ધનુષ તરફ આગળ વધતા રાજા સામું શ્વાસ રોકીને જોતી કે રાજા ધનુષ ચઢાવી શકશે કે નહિ જ્યારે આવેલા રાજાથી ધનુષ નહિ ઉઠતું

અને ધનુષ નહિ ચઢવાથી લજ્જિત થઇ, સીતાના સુંદર ચહેરા ઉપર નિરાશાપૂર્ણ, કરૂણાજનક દષ્ટિ નાખી પાછા પોતાની જગ્યાએ બેસી ગયા કેટલાક ધનુષોને ઉપાડી ન શક્યા, કેટલાક હલાવી ન શક્યા અને કેટલાક તો તેઓને અડકવાનો સાહસ સુદ્ધાં ન કરી શક્યા.

એવી રીતે એક એક કરીને બધા રાજાઓની વારી આવી ગઇ રામની વારી આવી એમના સુકુમાર શરીરને જોઇને, એની નાની ઉમરનો વિચાર કરીને, કેટલાક મ્હો ઉપર કપડું રાખી હસવા લાગ્યા, કેટલાક મ્હો મરડવા લાગ્યા અને કેટલાક તો હસતા હસતા કહેવા લાગ્યા, " હવે તો ધનુષ ચઢ્યુ જ સમજજો " રાજા ચદ્રગતિ પોતાના હાસ્યને દબાવવા માટે જીભને દાત વચ્ચે દબાવવા લાગ્યો

રામચદ્રે મદ હાસ્યની સાથે ધનુષની પાસે જઇ સીતાના મ્હો તરફ જોયું. સીતાના કપાળ ઉપર લજ્જાને લીધે પરસેવાના ટીપા આવી ગયા. તેની બુઝાઇ જતી ઉર્મિઓ પાછી ઝળહળવા લાગી તેના હૃદયની અદર આનદ ઉછળવા લાગ્યો, તેના હાથ રામચંદ્રના ગળામા વરમાળ નાખવા માટે તલસવા લાગ્યા. છતા રાજા જનકની પ્રતિજ્ઞાને ધ્યાનમા લઇ તે તેમ કરતા અટકી

રામચદ્રે એકજ પળની અંદર વજ્રાવર્ત ધનુષને ઉપાડી

તેની પ્રત્યચા ચઢાવી દીધી. ઘોર અવાજ થયો. તેનો ભયંકર અવાજ રામચંદ્રના શત્રુઓના હૃદયમા કારી ઘા જેવો લાગ્યો, જ્યારે તેમના હિતેચ્છુઓના હૃદયને આનંદદાયક થઇ પડ્યો

રામ સામે જોઇ રહ્યા. મર્ત્ય બેભાન થઇ ગયા હોય એમ લાગ્યુ પણ સીતાને કંઇજ અસર થઇ નહિ સર્વેના આશ્ચર્ય, આનંદ અગર દુઃખની વચ્ચે સીતાએ રામના ગળામાં વરમાળ પહેરાવી

લગ્ન થયા. રામ સીતાજીને પોતાની સાથે લઇ ગયા ભામંડળ મનના મનોરથ અપૂર્ણ રહેવાથી દુઃખિત હૃદયે પોતાના જેવાજ મનવાળા ચંદ્રગતિ સાથે વૈતાઢ્ય ગિરિ ઉપર પોતાની રાજધાની તરફ પાછો ગયો.

* * * *

જ્યારે કૈકેયીએ પોતાના સ્વયંવર વખતે રાજા દશરથના ગળામાં વરમાળ આરોપી હતી તે વખતે બીજા રાજાઓ આ વાતથી ગુસ્સે થઇ દશરથ સામે યુદ્ધ કરવા તૈયાર થઇ ગયા હતા.

કૈકેયીએ તે વખતે સારથિનું કામ માથે ઉપાડી લીધું હતુ. રાણી કૈકેયીની રથ ચલાવવાની કુશળતા જોઇ દશરથ રાજાએ કાંઇક વચન માગવાને કહેલુ તે વખતે તેણે કાંઇ નહિ માગતા ભવિષ્યમા ઉપયોગી થઇ પડે એટલા માટે દશરથ પાસેથી વચન લીધુ હતું કે જે વખતે તે જે માગશે તેજ દશરથ તેને આપશે.

દશરથ રાજા જ્યારે રાજ્ય છોડી દીક્ષા લેવાને તત્પર થયા, ત્યારે કૈકેયીએ રાજાએ અગાઉ આપેલું વચન પૂર્ણ

કરવાને માગણી કરી રાજાએ હા પાડી. કૈકેયીએ પોતાના પુત્ર ભરતને માટે રાજ્યની માગણી કરી. દશરથ રાજાએ કૈકેયીની આ માગણીને ઘણુજ દુ:ખપૂર્ણ હૃદયથી પૂર્ણ કરી આપી

દશરથ રાજાને ચાર પુત્ર હતા, સૌથી મોટા રામ, [illegible] શત્રુઘ્ન હતા. રાજ્યના ઉપર સૌથી વડીલ રામચદ્રનો અધિકાર હતો, છતા વચનથી બધાયેલા રાજા દશરથે દુખી હૃદયે રાણી કૈકેયીની માગણી કબુલ કરી રામે પોતાના પિતાની આપેલી કબુલતમા સમ્મતિ આપી

પણ ભરત રાજી ન થયા! તેમણે તો પોતાના પિતાની સાથેજ દીક્ષા લેવાનો વિચાર દર્શાવ્યો. રામચદ્ર ઘણીજ મુઝવણમા પડયા. છેવટે તેમણે રાજધાની છોડી વનમા જઇ રહેવાનો નિશ્ચય કર્યો કારણ કે પોતાના પિતાના વચનને માન્ય રાખવાનો બીજો સરળ ઉપાય એક પણ એમની નજરે આવ્યો નહિ દશરથ રાજાએ પણ વિવશ થઇ ગમચદ્રને વનમા જવાની અનુમતિ આપી!

રામચદ્રે પોતાની માતા કૌશલ્યા પાસેથી રજા માગી. કૌશલ્યાએ અત્યત દુખિત હૃદયે પોતાના વ્હાલા પુત્ર રામચદ્રને વનમા જવાની રજા આપી. ત્યાર પછી પોતાની સાવકી માતાઓ સુમિત્રા અને કૈકેયીની પાસેથી રામચદ્રે રજા માગી. સુમિત્રાએ આંખોમાંથી આંસુ સારતા અને કૈકેયીએ પોતાની સ'ાનુભૂતિ દર્શાવતા શબ્દો સાથે રામચદ્રને વનમ ાણની રજા આ ી!

સીતાને આ સમાચાર ગળ્યા. તે પોતે દશરથ રાજાને

નમસ્કાર કરી, કૌશલ્યા પાસે ગયા અને અધીરા અવા-જથી બોલ્યા —" માતા ! મને પણ વનમા જવાની આજ્ઞા આપો ! અત્યારે વિધાતા ઉંધી છે ! જ્યારે હું આપની સેવા કરવાને લાયક થઈ ત્યારે મારે વનમા જવુ પડે છે !' સીતાજી આગળ ન બોલી શક્યા એમનો કંઠ રૂંધાઈ ગયો ! એમની આંખોમા પાણીનાં ઝળઝળીયા ભરાઈ આવ્યાં

દુ ખી હૃદયવાળા કૌશલ્યાજી પણ સીતાજીને પોતાની છાતીએ લગાડી રોઈ પડયા, થોડીવારે ધીરજ લાવી કહેવા લાગ્યાં —

" સુકુમારી ! તુ કયા જઇશ ? તારૂં આ સુકુમાર શરીર વનની વિટબનાઓ સહન કેમ કરી શકશે ? રામ જેવા નરસિંહને માટે વનની મુશ્કેલીઓ કાઇ નથી, પણ તારા જેવી હાથોમા ઉછરેલી, કલ્પવેલિની પેઠે લાલન-પાલન થયેલી કોમલાંગી વનના અસહ્ય દુ ખો કેવી રીતે સહન કરી શકશે ? જે હમેશ પલંગથી પારણામાં અને પારણામાથી હાથ ઉપરજ રમી રહેલી, જેણે કદી કઠોર જમીન ઉપર પોતાનો પગ પણ મૂકયો નથી, તેનાથી ભયાનક જંગલમા રહી ત્યાના દુ ખો કેવી રીતે સહન થશે ? મારી આખની કીકી ! તુ ન જા ! રામના વિયોગમા તને જોઈ હુ મારી આખોને શાત કરીશ "

કૌશલ્યા ફરીથી રડી પડયાં ! સીતા પણ થોડો વખત આંસુ સારતી રહી, પછી હૃદયને કઠોર કરીને બોલી –" માતા ! પતિ સિવાય સ્ત્રીની બીજી ગતિજ કયા છે ? પ્રાણ વિના શરીર કેમ ટકી શકે ? વાદળાંઓ સિવાય વિજળીનું હોવુ શું સંભવિત છે ? તેલ વિના બત્તી કદી પ્રકાશ આપી શકે

ખરી કે ? તેવીજ રીતે રામ સિવાય મારૂં જીવન અસંભવ સમજો ! કદાચ વનમાં કાંઇ કષ્ટ પડશે, તો ત્યા આપનો મારા પ્રત્યેનો સ્નેહ કવચરૂપે મારી હમેશા રક્ષા કરશે. ”

રામ પણ આ વખતે ત્યાં આવી પહોચ્યા ! રામે સીતાને પોતાની સાથે આવવાને તૈયાર થયેલા જોઇ કહ્યુ —“સીતા ! તમારી અને મારી બન્નેની ભલાઇને માટે તમે અહિંજ રહો ! મારૂં કહ્યુ માનો ! સાસુ સસરાની સેવા કરો, અને પુત્રવિયોગથી દુ ખી એવી મારી માતાને સાત્વના દો ! સ્ત્રીઓને માટે જ ગલમા જવુ જરાપણ હિતકારક નથી, અને તેમ છતા પણ જો હઠ કરશો તો પછી પસ્તાવું પડશે ! રસ્તામા ઘણી જાતના દુ ખો છે કાકરાવાળી અને કાટાથી ભરપૂર જમીન ઉપર જોડા વિના ચાલવું પડશે, જેથી તમારા પગની ચામડી બધી ઉપડી જશે ! વિકટ રસ્તાઓથી ભરપૂર મોટા મોટા પર્વતો ઉપર ચઢતા તમારો દમ ભરાઈ આવશે, અને કયાઇ પગ લપસી જશે તો નીચે પડી હાડકાનાં ચૂરેચૂરા થઇ જશે !

“જમીન ઉપર સુવું પડશે ! પથારીને માટે ઘાસ પાદડા પણ મહા મુશ્કેલીથી મળશે ! જમવાને માટે ફળફૂલ સિવાય બીજુ કઇ મળી શકશે નહિ અને શરીર ઉપર પહેરવા માટે શરીર છોલી નાખે એવી ઝાડની છાલ મળશે !

“વનમા ભયકર સિહ, ચીત્તા, વાઘ એવા જનાવરોનો પદ પદ પર ભય રહેશે ! રાક્ષસો જેવા વિકાળ, ભીલ, વિદ્યાધર વગેરે સ્ત્રીઓને ચોરી જનારા ચોતરફ ભટકતા રહે છે, તેમને જોઇને મોટા મોટા વીરપુરુષોના હૃદય પણ કાપી ઉઠે છે, તો સીતા ! તમારા જેવી સુકુમાર સ્ત્રી તેમને

જોઇને કેવી રીતે ધીરજ રાખી શકશે ? તેથી તમે અહીંજ રહો ! તમે વનમા આવવા યોગ્ય નથી ! આંબાના વનમા ભ્રમણ કરનારી કોયલ શું કાંટાથી ભરપૂર બાવળના જગલમા રહી શકે ખરી ?"

સીતાએ એવી આશકાથી કે ક્યાક રામ મને ઘરમાજ રહેવાની આજ્ઞા ન દઇદે, ભય અને વિયોગની સભાવનાની માનસિક વ્યથાથી વ્યાકુળ થઇ રડતા સ્વરે બોલ્યાં —"પ્રાણ-નાથ ! આપ વિના તો આ સ્વર્ગ સમાન ઘર પણ મારે મન નરક તુલ્ય છે. મા, બાપ, સાસુ, સસરા, ભાઈ, બ્હેન, એ બધા સ્ત્રી સાથે ત્યા સુધીજ સ્નેહ કરે છે જ્યાં સુધી તેના પતિ ઘરમા હોય છે અને તેનાથી સ્નેહ કરે છે"

જ્યારે સ્ત્રીનો પતિ ઘેર હોતો નથી ત્યારે પતિ વિયોગથી બળતી સ્ત્રીને વધારે બાળવાને તેઓ અગ્નિ સમાન થઇ જાય છે. નોકર, ચાકર, ધન, બગલા, બાગ, બગીચા અને ઉત્તમોત્તમ ભોગ ઉપભોગની બધી સામગ્રીઓ પતિ વિના શોક ઉત્પન્ન કરનાર રોગ રૂપ થઇ જાય છે, અને સાસારિક વ્યવહાર યમયાતના સમાન લાગે છે.

"નાથ ! આપની સાથે ચાલવાથી કાટાથી ભરપૂર માર્ગ મને નરમ આકડાના રૂથી બીછાવેલા સુકોમળ માર્ગથી પણ વધારે નરમ અને સુકોમળ લાગશે પહાડો ઉપર ચઢવુ, આ આપણા મહેલના દાદરો ચઢવા કરતાં મને વધારે સુલભ પડશે આપનો આશ્રય હોવા છતાં શુ હું પહાડો ઉપરથી લપસી પડીશ ? ભૂમિ-શય્યા લાકડાના પલંગો કરતા વધારે આનંદદાયી લાગશે. ઘાસ

પાદઠાનું બીછાનું ફૂલોના બીછાના કરતા વધારે સુખરૂપ જણાશે ફલ ફૂલ પકવાન્નથી પણ વિશેષ સ્વાદિષ્ટ લાગશે, અને વૃક્ષની છાલો રેશમી પીતાબરો કરતા વધારે આનંદદાયી અને શરીરનું રક્ષણ કરનારી થશે

"નાથ ! આપે જંગલનાં જેટલાં દુ ખોનું વર્ણન કર્યું, તે સર્વે આપના વિયોગના દુ ખ કરતા એક સહસ્રાશમા ભાગે પણ નહિ હશે. ભીલ, વિદ્યાધર જેવાઓની શુ શક્તિ. કે તેઓ મારી તરફ અ ખ પણ ઉચી કરી શકે ? સિહણ પર શુ કદીપણ શિયાળ નજર નાખી શકે છે ?

"હૃદયાધાર ! આથી વિશેષ શુ પ્રાર્થના કરૂ ? કદી આપ મને અહીં મૂકી જશો, તો આપના વિયોગથી તરફડી તરફડીને મારા પ્રાણ જતા રહેશે !

"શુ જળ વિના માછલી જીવી શકે છે ? શું સૂર્ય સિવાય કમળ કદી પણ ખીલી શકે છે ? શુ ચદ્ર તેજ વિના રાત્રિ આનંદમય લાગે છે ? તેમજ હે પ્રભુ ! આપ વિના આપની સીતા કેમ રહી શકશે ?

"નાથ ! પ્રાણાધાર ! જીવનસર્વસ્વ !..." કહેતાં કહેતા સીતાજી ગદ્ગદ્ થઈ ગયા તેમની આખોમાથી આસુઓનો પ્રવાહ ચાલુ થયો.

રામચદ્રે જ્યારે સીતાની એવી સ્થિતિ જોઇ, ત્યારે તેને અયોધ્યામા મૂકી જવુ અનુચિત ધારી, આશ્વાસનસૂચક શબ્દોમા કહ્યું—" સીતા ! શોક છોડો, અને મારી સાથે ચાલો "

લક્ષ્મણને પણ આ બાબતની ખબર પડી ! ભરત અને

કૈકેયી ઉપર તેમને બહુજ ક્રોધ ઉત્પન્ન થયો પણ ક્રોધને દબાવી પોતાની માતા સુમિત્રા પાસેથી અને કૌશલ્યાજીથી રજા લઇ તેઓ રામચંદ્રજીની સાથે જવાને તૈયાર થઇ ગયા

જે વખતે ત્રણે જણ રવાના થયા, તે વખતે કૌશલ્યા અને સુમિત્રા અતિ દુખિત થઈ જમીન પર ઢળી પડયા. રામ, લક્ષ્મણ અને સીતા મહેલની બાહર નીકળ્યા એમને જતા જોઈ અયોધ્યાના નગરવાસીઓમા હાહાકાર વર્તાઈ રહ્યો, કેટલાક કૈકેયીને ગાળો દેવા લાગ્યા, કેટલાક ભરતને ખરાબ શબ્દો કહેવા લાગ્યા, અને કેટલાક દશરથ રાજાને સારૂ નરસુ સંભળાવવા લાગ્યા ! સ્ત્રીઓ, સીતાનુ સુકુમાર શરીર જોઇ, તેમના પ્રત્યે દયા અને સહાનુભૂતિની લાગણી દરશાવી રડવા લાગી –" હા વિધાતા ! તુ કેટલી કઠોર હૃદયા છે ? એક સુંદર પુષ્પને ઉત્પન્ન કરી કેવી રીતે તુ તેને માટીમા રગદોળવા તૈયાર થઇ છે ! સીતા શુ જંગલને યોગ્ય છે ? કમળનાળ જેવી તેની સુકોમળ કાયા જંગલના તીવ્ર તાપથી થોડા વખતમાજ સુકાઇ જશે !" કેટલીક સ્ત્રીઓ આખોના આસુ લુછતી લુછતી કહેતી હતી — " ધન્ય સીતા ! ધન્ય ! સતી શિરોમણી ! તને ધન્ય છે ! તારા સિવાય સ્ત્રી સમાજને પતિભક્તિનો ઉજ્જ્વલ પાઠ આવી રીત બીજું કોણ શીખવાડી શકે છે ?"

આ પ્રમાણે વાતો કરતા, અને રામચંદ્રને શહેરમા પાછા વળવાને વિનંતી કરતા નગરના સ્ત્રીપુરૂષો શહેર બાહર દૂર સુધી ગયા. રામચંદ્રે પુરુષોને આશ્વાસન આપ્યું, અને પોતે જલ્દીજ પાછા ફરી આવશે એવી આશા આપી, ને તેમને નગરમા પાછા મોકલ્યા. સીતાએ સ્ત્રીઓને પતિ

ભક્તિનો ઉપદેશ આપી તેમની કાંખમાંથી નાનાં બાળકો ને લઈ તેમને વ્હાલ કરી સર્વેને નગર તરફ પાછાં વાળ્યા. નગરજનો આંખોમાથી આસુ લુછતા લુછતા, વારવાર પાછા ફરી રામ સીતા અને લક્ષ્મણ તરફ જોતા જોતા અયોધ્યા નગર તરફ ચાલ્યા ! રામ, સીતા અને લક્ષ્મણ દૃઢ મનથી જગલ તરફ ચાલવા લાગ્યા !

* * * *

પાતાલાધીશ ખરને બે પુત્રો હતા.! એકનું નામ 'શંબુક' અને બીજાનું નામ, 'સુદ' શબુક સૂર્યહાસ નામના ખડગની સાધના કરવા માટે દડકારણ્યમા આવ્યો ! ક્રોચરેવા નામની નદીને કાઠે વાસડાઓની ઝાડીમાં એણે મંત્ર-સાધના શરૂ કરી. બાર વર્ષ અને સાત દિવસમાં એ વિદ્યા સિદ્ધ થાય છે આ વખત પૂરો થવાને ફક્ત એકજ દિવસ બાકી હતો તેજ દિવસે અચાનક લક્ષ્મણ ત્યા જઈ પહોચ્યા વિદ્યાથી વશ થનાર સૂર્યહાસ ખડગ તેમની પાસે આવી ઉભુ રહ્યુ. લક્ષ્મણે કૌતુકથી તેને ને ઉપાડી લીધુ, અને પરીક્ષા કરવાને માટે તેનો વાસોની સઘનતામા ઘા કર્યો, કેટલાક વાંસ કપાઈ ગયા, અને તે સાથે શબુકનું માથું પણ કપાઇ ગયુ ખડ્ગને લોહીથી ભરપૂર જોઇ લક્ષ્મણને આશ્ચર્ય થયુ ! તેમણે અંદર નજર કરી. એક પુરુષનું માથું કપાયેલું જોઇ તેમને ઘણુજ દુખ થયુ તેમણે જઈને રામને બધી હકીકત જણાવી.

શબુકની માતા ચદ્રનખા (સૂર્પણખા)–જે રાવણની ન હતી,–વખત થયો જાણી પોતાના પુત્રને માટે

ભોજનનો થાળ લઈ આવી. ત્યા આવતાંજ પોતાના પુત્રનું માથું કપાયેલું જોઇને તે દુ ખથી અત્ય ત રુદન કરવા લાગી.

લક્ષ્મણના પગની નિશાનીઓ જોઇ તે આધારે તે તેમની પાસે ગઇ. દૂરથી રામ લક્ષ્મણને જોઈ તે તેમના અનુપમ રૂપપર મુગ્ધ થઇ ગઇ પોતે કુમારિકા છે, એમ બતાવી તે ક્રમશઃ રામ લક્ષ્મણ પાસે પ્રેમની માગણી કરી, પોતાની સાથે લગ્ન કરવાની પ્રાર્થના કરવા લાગી. ચતુર રામ લક્ષ્મણ, એનો મનોભાવ જાણી ગયા તેમણે તેને, તિરસ્કાર કરી, ત્યાથી કાઢી મૂકી.

પોતાનુ થયેલું અપમાન, કરેલી પ્રાર્થનાની નિષ્ફળતા, અને પુત્રની હત્યા એ ત્રણે બનાવોથી ચન્દ્રનખા બહુજ ગુસ્સે થઇ રામ, લક્ષ્મણ ઉપર પોતાનું વેર લેવા માટે દાંત પીસતી તે પોતાના પતિ પાસે પાતાળમા ગઇ અને તેણે તેને પુત્રના મરણના સમાચાર જણાવ્યા.

આ સમાચાર જાણી રામ લક્ષ્મણને મારવાનો નિશ્ચય કરી ખર રાજા પોતાની ચૌદ હજાર વિદ્યાધરોની સેના લઇ દ ડકારણ્યમા આવ્યો.

લક્ષ્મણ યુદ્ધ કરવાને તેની સામે ગયા જતી વખતે રામે તેમને કહ્યુ હતુ કે જો મારી જરૂર પડે તો "સિંહ-નાદ" કરજે.

યુદ્ધનો આર ભ થયો શત્રુઓના છોડેલા શસ્ત્રાસ્ત્રોને લક્ષ્મણ નિષ્ફળ કરવા લાગ્યા લક્ષ્મણના બાણોથી વિદ્યાધર સેના ભૂમીશાયી થવા લાગી.

અહિંયા, ચન્દ્રનખા પોતાના ભાઇ રાવણ પાસે પહોચી અને કહેવા લાગી.—"હે ભાઇ! રામ લક્ષ્મણ નામના

બે પુરુષો વનમાં આવ્યા છે તેમણે તારા ભાણેજ શંબુકને મારી નાખ્યો છે તારા બનેવી તેમને મારવા માટે ગયેલા છે! લક્ષ્મણ સાથે હાલ તેમનું યુદ્ધ થઈ રહ્યુ છે રામ પોતાના ભાઈના બળ ઉપર નિશ્ચિત થઈ પોતાની સ્ત્રી સાથે આનંદ કરી રહેલા છે. તે સ્ત્રી અદ્વિતીય સુંદરી છે તારી મહેલની સર્વ રાણીઓમા તેના રૂપનો હજારમા ભાગનો અંશ પણ નહિ હોય હે રાવણ! પોતાના અનુપમ સૌંદર્યથી દેવાંગનાઓ અને નાગકન્યાઓને પણ લજ્જિત કરનારી તે સ્ત્રી તારા રાજમહેલને યોગ્ય છે જંગલે જંગલે ભટકનાર રામને યોગ્ય તે સ્ત્રી નથી

સીતાનુ આ પ્રમાણેનુ વર્ણન પોતાની બહેનના મુખથી સાભળી રાવણનુ મન તેના હાથમા ન રહ્યુ! તે તરતજ પોતાની બહેનને એમ કહેતો પુષ્પક વિમાનમા જઈ બેઠો કે હુ હમણાજ જઈને મારા ભાણેજને મારનારનુ માથુ કાપી લાઉં છુ પુષ્પક વિમાન ઉડ્યુ રાવણ રામ અને સીતા જ્યા બેઠા હતા ત્યાથી જરાક દૂર વૃક્ષોની આડમા વિમાનમાથી ઉતર્યો

દૂરથી સીતાની ગોદમા સુતેલા શ્રીરામનું તેજ જોઈ રાવણનુ કલેજુ કાપી ઉઠ્યુ! રામચદ્ર સાથે લડવાનુ સાહસ તેમા રહ્યુ નહિ સાહસ જતું રહ્યું પણ સીતાનુ હરણ કરવાની લાલસા ન ગઈ રાવણે કેટલીક વિદ્યાઓ સિદ્ધ કરી રાખી હતી અત્યારે તેણે "અવલોકિની" વિદ્યાનુ સ્મરણ કર્યું. વિદ્યા આવી તેની સામે ઉભી રહી.

રાવણે તેની, સીતાનુ હરણ કરવામા, સહાયતા માંગી! વિદ્યાએ કહ્યુ –" વાસુકી નાગના મસ્તક ઉપરથી મણી લેવું

સહેલું છે, પણ રામ પાસેથી સીતાને લઇ જવી એ કામ ઘણુજ કઠણ છે. છતા એક ઉપાય છે. લક્ષ્મણ ખર સાથે લડવા ગયા, ત્યારે જરૂર પડે તો સિંહનાદ કરવાનો સકેત રામે કર્યો હતો, તેથી કદાચ જો બનાવટી સિહનાદ થઇ શકે, અને એ નાદને લક્ષ્મણનો સકેતસૂચક અવાજ સાંભળી રામ તેની મદદ [illegible] બાહર જાય, તો સીતાનુ હરણ સરળતાથી થઇ શકે”

એમજ કરવામા આવ્યુ વિદ્યાએ જે તરફ યુદ્ધ થઈ રહ્યુ હતુ, તે તરફ જઈ લક્ષ્મણના જેવાજ અવાજે સિહનાદ કર્યો. રામ તુરત ગભરાઈને ઉભા થયા સીતાએ તેમને લક્ષ્મણની મદદે જવાને માટે પ્રેરણા કરી

રામ ગયા ! પાછળથી રાવણ સીતા પાસે આવ્યો, અને બોલ્યો –“ હે સુકુમારી ! વિધાતાએ ઘણીજ ભૂલ કરી છે, કે તારા જેવી અનુપમ સુન્દર સ્ત્રીને જગલેજંગલ ભટકનાર રામને પાને પાડી છે ! ક્યા તું કમળનાળ જેવા કોમળ શરીરવાળી, અને કયા આ કાટા પથરાએથી ભરપૂર જમીન ઉપર રહેનાર રામ ! તું તો મહેલોમા રહેવાને યોગ્ય છે ! જગલોનો વાસ તારે માટે નથી, માટે હે સુન્દરી ! મારી સાથે ચાલ, અને જીવન સાર્થક કર ! આખી દુનિયાને જીતનાર આ રાવણ તમારો હમેશનો દાસ થઇને રહેશે ”

રાવણના આ વચનો તીરની માફક સીતાના હૃદયમાં લાગ્યા તેમનુ હૃદય ક્રોધથી સળગી ઉઠયુ. ગુસ્સાને લીધે તેમની આખોમાથી આગની ચીગારીએ નીકળવા લાગી થોડો વખત સીતા આ પ્રમાણે રાવણ સામે ક્રોધભરી

નજરે જોઈ રહ્યા રાવણ તેમના તેજને સહન કરી ન શકયો તેણે પોતાની આખ નીચી નમાવી દીધી

સીતા ક્રોધથી ધ્રજતે અવાજે બોલ્યા – " પાપાત્મા ! [illegible] શકે છે ? કાગડો શુ હસનીની આશા રાખી શકે છે ? નદી શુ સમુદ્રને મૂકી નાના ખાબોચીયામા મળી શકે છે ? રે મૂર્ખ ! તને તારો જીવ વહાલો હોય તો અહીંથી ભાગ ! નહિ તો રામચન્દ્રના આવતાજ તારૂ મસ્તક ધૂળમા રોળાતુ નજરે આવશે !"

રાવણથી પોતાની આ નિન્દા સહન થઇ શકી નહિ. તેણે એક ઝાપટ મારી સીતાજીને પકડી લીધા, અને તેમને પોતાના વિમાનમા બેસાડી લંકાનો રસ્તો લીધો. !

સીતા વ્યાકુળ થઇ કરૂણાજનક રુદન કરવા લાગ્યા. "હે રામ ! રક્ષા કરો ! હે લક્ષ્મણ ! તમે કયા છો ? જુઓ, જુઓ આ ચંડાળ તમારી ભોજાઇને લઇને ચાલ્યો જાય છે ! રામ ! પ્રાણેશ ! મને શા માટે છોડી રહ્યા છો ? મારા કયા અપરાધની શિક્ષા મને આપી રહ્યા છો ?" આ પ્રમાણે વારવાર પુકાર કરતી સીતાજી બેભાન થઇ ગયા

જટાયુ પક્ષીએ સીતાનું રુદન સાભળ્યુ તે દોડી આવ્યો, અને સીતાને લઇ જતા રાવણને જોઇ તે પર તેણે આક્રમણ કર્યો અને રાવણના શરીરને પોતાના તીક્ષ્ણ નખથી ચુથવા માડ્યું.

રાવણે તરવારથી જટાયુની પાખો કાપી નાખી. જટાયુ જમીન ઉપર પડ્યો ! રાવણ ધિક્કારપૂર્ણ નજર તેના તરફ નાખી હસતો હસતો લંકા તરફ આગળ વધ્યો !

સીતાને ચેતના આવી તે ફરીથી રોવા લાગ્યાં. એમના રુદને માત્ર વનના પશુ પક્ષીઓનેજ નહિ પણ નિર્જીવ પર્વતો અને વૃક્ષોનેએ રડાવી દીધા સર્વને [illegible] સીતાજી પોતાના શરીર ઉપરના વસ્રાલંકારો ફાડી તોડી જમીન ઉપર નાખતા ગયા રાવણ રોતી કલપાત કરતી અને શરીરના શણુગારને જમીન ઉપર નાખતી સીતાને "દેવરમણ" ( અશોક વાટિકા ) નામના બાગમા અશોક વૃક્ષની નીચે ઉતારી અને ત્રિજટા નામની રાક્ષસીને સીતાની દેખરેખ રાખવાનુ કહી આનદ પામતો પોતાના મહેલમાં ગયો. સીતાએ તેજ વખતે પ્રતિજ્ઞા લીધી કે જ્યાસુધી રામના સમાચાર મળશે નહિ ત્યાં સુધી કઇ ખાઈશ નહિ !

* * * *

રામ, લક્ષ્મણ પાસે પહોચ્યા, પણ જ્યારે લક્ષ્મણે સિહનાદ કરવાનો ઇન્કાર કર્યો ત્યારે રામ ઘભરાણા, તેઓ તુરતજ પાછા ફર્યા સીતાજી ત્યા ન હતા રામ વિહ્વળ થઈ આમ તેમ શોધવા લાગ્યા, અને બોલાવવા લાગ્યા, પણ જ્યારે સીતાનો એમને કયાઇ પત્તો ન લાગ્યો, ત્યારે તેઓ હતાશ થઇ એક ઝાડ નીચે બેસી ગયા. અને દુઃખદ અવાજે બોલવા લાગ્યા—"સીતા ! સીતા ! તમે કયા ગયા ? મારાથી એક ક્ષણ પણ દૂર ન થવાને ઈચ્છનાર અને જુદાઈનુ દુખ ન સહન કરનાર મારી સીતા ! કયા છો ? જુઓ, જુઓ, આ રામ તમારા વિના આકુળ વ્યાકુળ થઇ રહ્યો છે !" થોડી વાર રહીને ફરીથી બોલ્યા—"હે વન દેવતાઓ ! હું આખા જંગલમાં

રખડી આવ્યો, પણ મને સીતાનો પત્તો ન લાગ્યો ! બતાવો ! મારી પ્રાણ પ્રિયા સીતા કયા ગઇ ? હે વૃક્ષો ! તમેજ બોલો, મારી પ્રિયા કયે રસ્તેથી નીકળી ગઇ ! હે જંગલના પશુ પક્ષીઓ ! તમેજ મ્હોં ઉઘાડી મને કહો કે મારી સીતાને કોણ લઈ ગયું ?”

[illegible]

તરફ જોવા લગ્યા જોતા જોતા ફરી એમની આખોમા પાણી ભરાઇ આવ્યુ ! એમણે લાબો નિશ્વાસ મૂકતા કહ્યુ :—
“હા ! મારા જેવો કોણ દુર્બુદ્ધિ હશે કે જે પોતાના ભાઇને એકલો લડાઈમા મોકલતો હશે અને આવા ભયકર જંગલમા પોતાની પ્રિયાને નિરાશ્રય છોડી ચાલ્યો જતો હશે ? કોઇ નહિ ! રામ ! તુજ એકલો એવો છે !”

રામ હૃદયના દુઃખ આવેગને ન રોકી શકયા, મૂર્છિત થઈ જમીન ઉપર પડી ગયા રામની આવી દશા જોઇ જંગલના પશુ પક્ષિઓ પણ સહાનુભૂતિથી રડી પડયા

એટલામા લક્ષ્મણ પણ દુશ્મનોનો સંહાર કરી રણક્ષેત્રમાથી પાછા આવ્યા જોયુ તો રામ મૂર્છિત અવસ્થામા પડયા છે, અને સીતાજી તો ક્યાંઇ દેખાતા નથી. તત્કાળ તે સમજી ગયા કે સીતાને કોઈ હરણ કરી લઇ ગયુ છે

લક્ષ્મણે તુરતજ પોતાના વડીલભાઇ રામચદ્રનું મસ્તક પોતાના ખોળામા લીધુ, અને સસ્નેહ અતિ દુઃખદ અવાજે કહ્યુ.—

“હે આર્ય ! તમે આ શું કરી રહયા છો ? આપ જેવા વીર પુરુષોને એવુ કરવું શોભતુ નથી ઉઠો જે દુષ્ટ મારી માતા સતી સીતાનું હરણ કરી ગયો છે

તેની તપાસ કરીએ, અને તેને તેના આ નીચ કામનો બરોબર બદલો આપીએ !"

રામે ધીમેધીમે આંખો ઉઘાડી, અને લક્ષ્મણને જોઇ તેને પોતાને ગળે લગાડયો.

* * * *

સાહસગતિ નામનો વિદ્યાધર સુગ્રીવનું રૂપ ધારણ કરી કિષ્કિંધા નગરીનો રાજા બની બેઠો હતો. સુગ્રીવ આથી રામચંદ્રની શરણે ગયો ! રામચંદ્રે વાસ્તવિક સુગ્રીવને તેનું રાજ્ય પાછું અપાવ્યું. અને સાહસગતિને મારીને તેના દુષ્કૃત્યનો યોગ્ય દંડ આપ્યો. આ ઉપકારના ભારથી દબાયેલો સુગ્રીવ રામને દરેક રીતે સીતાજીની શોધ કરવામા મદદ કરવાને તૈયાર થયો. તેણે પોતાની વિશાળ સેનાને સીતાની શોધને માટે રવાના કરી !

* * * *

જે ભામંડલ સીતાની સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખતો હતો, તે વાસ્તવિક રીતે સીતાનોજ માજણ્યો ભાઇ હતો ! એના પૂર્વ જન્મનો વૈરી કોઇ દેવ તેનો જન્મ થતાજ તેનો નાશ કરવાના ઉદ્દેશથી લઇ ગયો હતો, પણ પાછળથી તેની વિવેક બુદ્ધિએ તેને તેમ કરતા રોકયો અને તેથીજ તે આ નાના બાળકને વૈતાઢ્ય ગિરિ ઉપર રાજા ચંદ્રગતિના બગીચામાં મૂકી ગયો હતો. વિદ્યાધરોના રાજા ચંદ્રગતિને સંતતિ ન હતી તેથી આ નાના બાળકને તેણે ઉત્તમ રીતે પાળી પોષી પોતાના પુત્ર તરીકે જાહેર કર્યો. પાછળથી એક જ્ઞાની મુનિના મુખથી આ બાળકની જન્મકથા બહાર આવવાથી ભામંડળની સીતા પ્રત્યેની કામવૃત્તિ બન્ધુ

પ્રેમમાં બદલાઇ ગઇ તે રામ અને સીતા સાથે સાળા અને સહોદરનો સંબંધ જાળવવા લાગ્યો. તેને સીતાના હરણના સમાચાર મળવાથી તે પણ પોતાની આખી વિદ્યાધર સેના લઇ મદદ કરવાને માટે રામ પાસે ગયો

* * * *

રાવણની પટરાણી મંદોદરી, રાવણનો ઉતરેલો ચ્હેરો જોઇ તેને આનંદ પમાડવા તેના મ્હોં ઉપર હાથ ફેરવતી બોલી —"નાથ ! આપ આટલા ઉદાસ કેમ રહો છો ?"

રાવણે પ્રેમથી મંદોદરીનો હાથ દબાવ્યો, ને કહ્યું — "પ્રિયે ! સીતા વિના મને ચેન પડતુ નથી હું રાતદિવસ પાગલની માફક ભમ્યા કરૂ છુ "

મંદોદરીએ કહ્યુ —"સ્વામી ! આપ સુજ્ઞ છો આપની પાસે ધર્મની વાત કહેવી એ અમારી ધૃષ્ટતા ગણાય, છતા નમ્રતા પૂર્વક એટલું કહ્યા વિના રહેવાતુ નથી કે આપ આ અધર્મમા પડી આ લોક અને પરલોકનો નાશ ન કરો પરસ્ત્રીને ધર્માત્મા લોકો હમેશા માબ્હેન સમજે છે તેના આપ તો ધર્માત્માઓના પણ શિરોમણી છો ! આપને આવો વ્યવહાર કરવો એ શોભાસ્પદ નથી "

રાવણે શરમાતા શરમાતા કહ્યુ — " પ્રિયે ! શુ કરૂ ? મારૂં માનસિક જોર સીતાને જોયા પછી નાશ પામી ગયું છે. હુ સમજુ છુ કે એ અધમ છે, ઘોર પાપ છે. તો પણ મારૂ મન માનતું નથી કામ લાલસા મને છોડતી નથી તેની રૂપ-અગ્નિમાંથી નીકળતી જવાળાઓથી હુ બળી રહ્યો છુ, મારી આખો આંધળી થઇ ગઇ છે. મંદો-

દરી ! જો તને મારા પ્રાણુની જરૂર હોય, તો સીતાને રાજી કર નહિ તો હું આમજ તરફડી તરફડીને મરી જઈશ ! મારી એવી પ્રતિજ્ઞા છે કે, જે સ્ત્રી મને ચાહતી ન હોય તેના ઉપર બળાત્કાર કરી તેની સાથે સંગ ન કરવો ”

મંદોદરી પોતાના પતિના પ્રાણુના ભયે દૂતીનું કામ કરવા સીતાની પાસે ગઈ અને કહેવા લાગી—“ હે ભાગ્યશાળી ! લક્ષ્મી તને ચાલ્લો કરવા આવી છે, તે વખતે તું મોઢું કેમ ફેરવે છે આ ? મોટામોટા મહેલો તરફ નજર કર, આ લાખો સૈનિકો તરફ જો, જે રાવણુના સહેજ ઇશારાની સાથે પોતાના પ્રાણુ અર્પણુ કરવાને તૈયાર છે. આ સુંદર બાગ બગીચાઓની તરફ નજર કર આ હજારો લાખો દાસદાસીઓ તરફ જો, જે આંખના ઇશારામાં બધી ઇચ્છાઓ પરિપૂર્ણ કરવાને તૈયાર છે અને પછી કહે કે એ બધુ સુખ શું વનમા રામની સાથે ભટકવામાં હતું ? તારા સહેજ આનંદ પ્રદર્શક મધુર હાસ્યપર આખી લંકા, અને તેનો મહાન નરેશ રાવણુ તારા ચરણોમાં અર્પણુ થવા તૈયાર છે અમે તેની સર્વ રાણીઓ તને પટરાણી તરીકે માનવાને અને પટરાણીનુ પદ આપવનો તૈયાર છીએ સીતા .. ....”

સીતાને માટે મંદોદરીની આ વાતો અસહ્ય થઈ પડી એમણે મંદોદરીના ચહેરાપર સિંહણુની માફક ક્રોધથી તીવ્ર નજર નાખી જતા અવાજે કહ્યુ —‘ કુટ્ટણી ! ઉઠ અહિંથી, તારૂં કાળું મ્હો કોઈ એકાન્ત સ્થાનમા એકાન્ત ગુફાના અંધકારમા છુપાવી દે, કે જેથી બનેની કાળાશ

એક થઈ જાય, અને તને કોઇ જાણી ન શકે કે તું રાવણની પત્ની છે. તું શું રાવણની પત્ની છે? ધિક્કાર છે તને! તુ તો કોઇ વેશ્યા છે, એટલા માટેજ મારી પાસે આવીને દૂતી કર્મ કરે છે. સ્ત્રીઓ કદીપણ પોતાના પતિને આ માર્ગ ઉપર જવા દેતી નથી. વાસ્તવિક-રીતે તો સતી સ્ત્રીઓ પોતાના પ્રાણના જોખમે પણ પોતાના પતિને આડા માર્ગે જતો બચાવવાનો પ્રયત્ન કરે છે. જો પતિ ખરાબ બુદ્ધિનો હોઇ, શિક્ષા કરવા માટે તત્પર થાય છે, તો પતિવ્રતાઓ પોતાનું હૃદય પાથરી દરેક જાતનું દુ ખ સહન કરી લે છે! શિક્ષા સહન કરીને પણ, પોતાના જીવનની છેલ્લી ઘડી સુધી વ્હાલા પતિને અધર્મમાર્ગે જતો અટકાવે છે.

"જા! મદોદરી જા! અને જો તું રાવણની રાખેલી અગર કુટ્ટણી નથી, વાસ્તવિક પત્ની છે તો રાવણને સુબુદ્ધિ આપ, તેને અધર્મના માર્ગ ઉપર જતા રોક, અને તારા કુટુંબને નાશમાથી બચાવ! નહિ તો યાદ રાખ, કે મહાન પ્રતાપી રાજા રામચદ્ર અને તેમનો એવોજ પરાક્રમી ભાઇ લક્ષ્મણ થોડાજ વખતમા અહિં આવશે અને આ ફળીફૂલી લકાને સ્મશાન કરી મૂકશે. તમારા જેવા દુષ્ટ અને પાપાત્મા અધિકારીઓને કારણે નિર્દોષ પ્રજા પણ નાશ પામશે અને આ હત્યાકાડનું જે મહાન પાપ થશે તેનો તમારે માથે બધો ભાર રહેશે."

રાણી મંદોદરી લજ્જિત થઇ માથું નીચુ ઝુકાવી, આંખોમાં આસુ ભરી બોલી:–'સાચું' કહો છો બેન! અધર્મમાં પડતા પોતાના પતિને બચાવવો અને ન્યાય પ્રમાણે કાર્ય કરવાને ઉત્સાહિત કરવો એજ સતી સ્ત્રીઓનો ધર્મ છે. હું મોહવશ, મારા પતિ ક્યાક પોતાના જીવનું

નુકશાન ન કરી બેસે એવી આશંકાથી દોરાઇ તમારી પાસે ચાલી આવી બ્હેન, મને માફ કરો ”

મન્દોદરીના આ નમ્ર શબ્દોએ સીતાને બહુજ સંતોષ આપ્યો તેમણે ગંભીર અવાજે કહ્યું —“એજ સ્ત્રીઓનો ધર્મ છે, બ્હેન પોતાનો ધર્મ પાળો ! રાજ્ય જાય, હુકૂમત જાય, સુખ જાય, સર્વસ્વનો નાશ થાય, છતા ધર્મ ન જવો જોઇએ ધર્મની રક્ષા કરવાથીજ ધર્મને સારી રીતે પાળવાથીજ, માણુસ માણુસ કહેવાય છે ! જાઓ મંદોદરી, ધર્મનું પાલન કરો અને તમારા સ્વામીનું, વખત રહેતાજ રક્ષણુ કરો !”

દુ ખપૂર્ણ અવાજે મન્દોદરી બોલી —“જાઉં છુ સીતા ! એવોજ પ્રયત્ન કરીશ કે જેનાથી મારા સ્વામીની તથા મારા ધર્મની રક્ષા થશે ”

સુગ્રીવ જાતે પણુ સીતાની શોધ કરવા માટે ગયો હતો. તે જાંબુદ્વીપમા પહોચ્યો, ત્યા રત્નજટી નામનો એક વિદ્યાધર રહેતો હતો તેની મારફત સુગ્રીવને ખબર મળી કે સીતાને લંકાધિપતિ રાવણુ લઇ ગયો છે

સુગ્રીવ રત્નજટીને રામની પાસે લઇ ગયો. રત્નજટીએ રામચંદ્રના પૂછવાથી કહ્યુ —“દુષ્ટ કુબુદ્ધિ રાવણુ સીતાજીનું હરણુ કરી લઇ ગયો છે. સીતા હે, રામ ! હે વત્સ લક્ષ્મણુ ! એમ વારવાર પોકાર કરી રડતા જતા હતા ! હું રાવણુ પાસેથી સીતાજીને છોડાવવા માટે ગ૫ા હતો, પણુ તે મહા બળવાન રાવણે પોતાની મહાવિદ્યાના બળે મારી બધી શક્તિઓને હરી લીધી, અને હુ અપંગ થઇ પૃથ્વી પર પડી ગયો ”

સીતાજીનો પત્તો મળવાથી રામચંદ્રને બહુ આશ્વાસન મળ્યું તેમણે પૂછ્યું —"લંકા કેટલી દૂર છે ?"

વિદ્યાધરો ગભરાયા અને બોલ્યા —"લંકા પાસે હોય કે દૂર હોય પણ રાવણને જીતવો એ અશક્ય વાત છે"

લક્ષ્મણ ગુસ્સે થઇ બોલ્યા —"તમને શક્ય અશક્ય હોવાનું કોણ પૂછે છે ? અમને લંકા બતાવો, ત્યાં પહોંચાડી આવો પછી તમે એક બાજુ બેસી જોયા કરજો કે રાવણને જીતવો સંભવિત છે કે અસંભવિત છે ?"

જ્યારે જામ્બુવાન વગેરે મહા બળવાન યોદ્ધાઓએ લક્ષ્મણની પાસે કોટિશિલા ઉપડાવી જાણી લીધું કે રાવણનો જરૂર પરાભવ થશે, રાવણને લક્ષ્મણ મારશે, ત્યારે તેમણે કહ્યું -"જો દૂત મોકલવાથીજ રાવણ માની જતો હોય અને સીતાજીને પાછા માન સહિત આપણે ત્યાં પહોંચાડી જતો હોય તો લડાઇ કરવાને માટે લશ્કર લઇ આપણે જવાની જરૂર રહે નહિ."

આ સલાહ સર્વને પસંદ પડી બળવાન હનુમાન દૂત તરીકે લંકા જવાને તૈયાર થયા અને રામચંદ્રની મુદ્રિકા-તેમના નામની વીંટી લઇ તેઓ લંકા તરફ રવાના થયા.

* * * *

સીતાજીને રાવણ હરણ કરી લઇ આવ્યો છે, એ વાતની ધર્માત્મા વિભીષણને જાણ થઇ. તેમણે સીતાજી પાસે જઇ નમ્રતા પૂર્વક તેમનો વૃતાંત પૂછ્યો ! સીતાજીએ વિભીષણને ઉત્તમ પુરુષ જાણી પોતાની વીતક વાત બધી કહી બતાવી વિભીષણ સીતાને નમસ્કાર કરી ચુપચાપ રાવણ પાસે ગયો, તેણે રાવણને કહ્યું —"પૂજ્ય બન્ધુ !

અધર્મ કાર્ય ન કરો ! રામ, લક્ષ્મણ આપણા કુટુંબનો નાશ કરવાને આવે, તે પહેલાંજ સીતાને એમની પાસે મોકલી આપો ! એવું ન બને કે મુનિના વચનો સત્ય ઠરે, અને સીતાને કારણે આપણા આખા વંશનો નાશ થાય !”

રાવણ વિભીષણના વચનો સાભળી હસવા લાગ્યો, અને કાયર, બીકણ, એવા શબ્દો કહી વિભીષણની મશ્કરી કરી, બીજે સ્થળે જવા ઉઠી ઉભો થયો.

વિભીષણ રાવણની રીત ભાત જોઇ આશ્ચર્યથી તેના તરફ જોવા લાગ્યો જ્યારે તે બીજા ઓરડામા ચાલ્યો ગયો, ત્યારે વિભીષણે ગંભીરતાથી પોતાનું માથું હલાવ્યું, અને નિઃશ્વાસ નાખતા કહ્યુ —

‘ विनाश काले विपरीत बुद्धिः ।”

*          *          *          *

હનુમાન સૌથી પહેલાં લંકામાં વિભીષણને ઘેર પહોંચ્યા. કારણ રવાના થતી વખતે હનુમાનને એ વાત કહેવામાં આવી હતી કે લંકામાં જઈ પહેલ વહેલા રાવણના નાના ભાઇ વિભીષણને મળજો. તે ન્યાયી પુરુષ છે. તેથી સંભવ છે કે તે પોતાના મોટાભાઈને સમજાવી સીતાજીને આપણી પાસે પાછા મોકલાવી આપશે.

વિભીષણે હનુમાનનો સત્કાર કર્યો. હનુમાને પોતે આવવાનુ કારણ જણાવી કહ્યુ —“તમને ખબર હશે કે રાવણ રામચંદ્રની પત્ની સીતાનું હરણ કરી લઈ આવ્યો છે જો કે રાવણ બળવાન છે, છતા આવો અધર્મ તેના બળને ક્ષીણ કરી નાંખશે. અધર્મનીધર્મની સામે કદી પણ જીત થતી નથી.”

વિભીષણે પોતાના કુળ ઉપર આવેલા આ કલંકથી શરમાઈને કહ્યુઃ—"હનુમાન ! મારૂ દુર્ભાગ્ય છે કે મારે આજે આવા શબ્દો સાભળવા પડે છે હું ધર્મ અધર્મ સમજી શકું છું, પણ મારા ભાઈની ઉન્મત્તતાથી લાચાર છું. મે રાવણને ઘણો સમજાવ્યો, પણ તેણે એક વાત સાભળી નહિ, હજુ પણ સમજાવીશ માનશે તો ઉત્તમ છે."

હનુમાન ત્યાથી ઉઠી દેવરમણ નામના બાગમા જ્યા સીતાજીને કેદ કરવામા આવ્યા હતા ત્યા-ગયા

* * * *

હનુમાને ત્યા જઈ જોયુ,-સીતા અશોક વૃક્ષની નીચે ધ્યાનમા મગ્ન બેઠા છે, વાળ ખુલ્લા છે, અને તે આસપાસ વિખરાઇ તેમના ગાલ ઉપર પડી રહ્યા છે આખોમાથી નીકળતા આસુના ટીપાઓએ, વાળના આધારે અટકી પડી, પરોવેલા મોતીઓની શોભા ધારણ કરી છે તુષાર-પીડિત કમલિનીની પેઠે મ્હો પીળુ પડી ગયુ છે વદી તેરસના ચદ્રમાની માફક શરીર દુર્બળ થઇ ગયું છે આન્તરિક વેદનના આન્દોલનથી કાપતા હોઠ કોઈ કોઇ વખતે ઉઘડી પડે છે અને તેઓમાથી સર્પના ફુફાડાના જેવા ઉષ્ણ નિસાસા નીકળે છે નિસાસાના એક એક અણુમાથી હે રામ, હે રામની ધ્વનિ ઉઠી રહી છે.

હનુમાન સીતાની આ દશા જોઇ કાપી ઉઠયા ઓહ ! આટલી પીડા ! સ્થિર ભાવથી તે ઘણા સમય સુધી સીતા સામુ જોઇ રહ્યા, પછી માથુ ધુણાવી બોલ્યા—"કેટલી કઠોર તપશ્ચર્યા છે ? કેટલો આત્મત્યાગ છે ? કેટલો ગાઢ પ્રેમ છે ? જેના હૃદયમા આટલી પતિભક્તિ છે, જેના



દેવરમણઉદ્યાન (અશોક વાટિકા) માં સીતા

J A P W BOMBAY

શ્વાસોશ્વાસનાં એક એક અણુની અંદરથી પતિના નામનોજ અવાજ નીકળે છે, તે સ્ત્રી વાસ્તવિક સતી છે, તે સ્ત્રી સંસારમાં અનુપમેય છે, તે સાક્ષાત જગદમ્બા છે. જગદમ્બા! હું તમોને પ્રણામ કરૂં છું! તમારા દર્શન માત્રથીજ મલિન માણસ પવિત્ર થઇ જાય છે!"

હનુમાને મનોમન સીતાજીને પ્રણામ કરી, પોતાના વિદ્યાબળથી અદૃશ્ય થઇ, સીતાજીની પાસે પહોંચી, રામચંદ્રની આપેલી વીંટી તેમના ખોળામાં મૂકી

રામ નામની વીંટી જોઇ સીતાજીનું હૃદયકમળ ખીલી ઉઠયું. તેમણે વીંટીનું સપ્રેમ વારવાર ચુંબન કર્યું.

સીતાજીને પ્રસન્ન થયેલા જોઇ તેમની રખેવાળી કરતી રાક્ષસીઓ દોડી ગઇ અને એમણે રાવણને સીતાજીના આનંદના સમાચાર જણાવ્યા. સાંભળી, રાવણના ચહેરા ઉપર આનંદ પ્રસરી ગયો મંદોદરી પાસેજ બેઠી હતી. રાવણ તેને કહેવા લાગ્યો—"પ્રિયે! સીતા, હવે મારી સાથે આનંદ ભોગવવાને રાજી થઈ લાગે છે, માટે તમે જઇ માનપૂર્વક તેને અત્રે લઇ આવો!"

મંદોદરીએ માથું ધુણાવીને એક નિસાસો નાખી દુઃખિત દૃષ્ટિથી રાવણ તરફ જોઇ કહ્યું—"પ્રાણનાથ! શા માટે ખોટી આશાના કાચા સૂતરના તાંતણા ઉપર ચઢી પોતાના જીવનને અસહ્ય બનવી રહ્યા છો? શા માટે અધર્મથી મળતા સુખભોગની આશા ઉપર આ લોક અને પરલોક બંનેને બગાડો છો? સીતાની પ્રસન્નતાને તમે તમારા સુખનું કારણ ન સમજો! એ પ્રસન્નતા આપણા વંશનો નાશ કરનારી છે. હજુ પણ વિચારો! વખત છે ત્યાં સુધી

ચેતો, અને સતીના શ્રાપમાથી બચી આપના આખા કુટું-બને અને વ શને બચાવો ! નાથ !. ....” બોલતાં બોલતાં મ દોદરીએ રાવણના પગ પકડયા

મ દોદરીની આ પ્રકારની વાતો સાભળી રાવણનો પિત્તો ઉછળી આવ્યો ! ફફડતે હોઠે તે ઉભો થયો, અને મ દો-દરીને લાત મારી દૂર કરી એમ બોલતો બોલતો બહાર નીકળ્યો કે –“જો સીધી રીતે નહિ માનશે તો આડી રીતે મનાવીશ ”

રાવણે સીતાની પાસે જઇ પ્રેમની વાતો કરી તેમને જાતજાતના લોભ દેખાડયા, તો પણ સીતાજીનું મન ચલાયમાન ન થયુ, ત્યારે તે બળાત્કાર કરવાને તૈયાર થયો દુ ખથી સુકાયેલા શરીરમા કોણ જાણે ક્યાથી બળ આવી ગયુ ? રક્તમાસ વગર, ફક્ત હાડચામની કાયામા ન જાણે ક્યાથી વીજળી ઉત્પન્ન થઇ ગઇ ? જ્યારે રાવણ સીતાજીને પકડવા માટે આગળ ધસ્યો, ત્યારે તરતજ કુદીને સીતાજી દૂર જઈ ઉભા રહ્યા, રાવણે છલાંગ મારી સીતા-જીને પકડવા હાથ લાબા કર્યા સીતાજીએ હાથનો ધક્કો મારી તેને પાછો પાડયો શીયળરક્ષાની ભાવના–શક્તિએ આજે અબળાને ખરેખર સબળા બનાવી દીધી. દિગ્વિજયી રાવણ એક પતિવિયોગ–વેદનાગ્નિ–દગ્ધા અશક્ત સ્ત્રીથી હારી ગયો એના કાનમા ગુપ્ત શબ્દો અથડાયા–દુષ્ટ, ! જોયો શીયળનો પ્રભાવ ? જોઇ સતીત્વની શક્તિ ? ખબર-દાર, હવે જો ફરીથી આગળ પગ ઉપાડીશ તો જાન ખોઈ બેસીશ !” પાપી ધ્રુજી ઉઠયો ! માથુ નીચુ નમાવી ચુપચાપ પોતાના મહેલમા ચાલ્યો ગયો.

* * * *

રાવણ ચાલ્યો ગયો ! થોડો વખત સીતાજી તે તરફજ ટગર ટગર ક્રોધપૂર્વક જોઈ રહ્યા. પછી હા રામ ! કહેતાં નીચે બેની ગયા.

હનુમાને પ્રગટ થઇ સીતાજીને પ્રણામ કર્યો

સીતાજીએ તીવ્ર દષ્ટિથી તેમના સામુ જોયુ. જોયુ,- તેમની આંખોમા ઝળઝળીયા આવી ગયા છે, ભક્તિથી તેમનુ માથુ નીચુ નમી રહ્યું છે અને તેઓ હાથ જોડી સામે ઉભા છે એમણે હનુમાનની સામે જીજ્ઞાસા પૂર્ણ દષ્ટિથી જોયુ

હનુમાને ઉત્તર આપ્યો —" દેવી ! રામ, લક્ષ્મણ સહિત કુશળતા પૂર્વક કિષ્કિન્ધા નગરીમા બિરાજે છે, પણ આપના વિયોગથી હમેશ વ્યાકુળ રહ્યા કરે છે. મારા પાછા જવા પછી રામ લક્ષ્મણ સહિત અહિ આવશે, અને શત્રુઓનો સહાર કરી આપને છોડાવશે આપ મને ઓળખી શકો, તેટલા માટે પોતાની વીટી તેઓએ મને આપને બતાવવા આપેલી હતી, તે મે આપની પાસે હાજર કરી છે, હવે હુ આપની પાસે પહોચી આપને નમન કરી ગયો છું, એના પ્રમાણરૂપે આપનો ચુડામણી તેઓએ મગાવ્યો છે.

સીતાજીને રામના સમાચાર સાભળી ઘણોજ આનંદ થયો એમના મ્હો ઉપરની મલિનતા અદ્દશ્ય થઇ ગઇ. ચહેરા ઉપર તેજનાં આવિર્ભાવો થયા પોતાની પ્રતિજ્ઞા પૂરી થઇ સમજી અને હનુમાનનો આગ્રહ જોઇ આજે એકવીસમે દિવસે તેમણે આહાર લીધો

ત્યાર પછી સીતાજીએ પોતાનો ચૂડામણિ આપી, રાક્ષસોનો ભય દેખાડી, હનુમાનને ત્યાંથી તરતજ રવાના થઇ જવા કહ્યુ

હનુમાન હસ્યા, અને એમ કહેતા ત્યાંથી ચાલ્યા – કે "હે માતા! જ્યા રામજી અને આપ સરખા દેવી જગદમ્બાની કૃપા છે ત્યાં બિચારા તુચ્છ રાક્ષસો મને શું કરી શકવાના હતા!"

હનુમાને દેવરમણ બાગનો નાશ કરવાનો અને સાથે સાથે તેના રખેવાળોને મારવાનો આરભ કર્યો રાવણને આ બાબતની ખબર મળતાજ તેણે પોતાન પુત્ર અક્ષકુમારને હનુમાનને પકડી લાવવા મોકલ્યો ! અક્ષકુમાર માર્યો ગયો પછી ઇન્દ્રજીત હનુમાનની સાથે લડવા આવ્યો, અને હનુમાનને નાગપાશમા બાધી રાવણની પાસે લઈ ગયો

હનુમાન રાવણની સભામા જઇ, પોતાના બધનો તોડી, રાવણના મુકુટને જમીન ઉપર નાખી, પોતાના પગની ઠોકરથી એના ટુકડે ટુકડા કરી વિદ્યાબળે ત્યાથી ઉડયા, અને કિષ્કિન્ધા નગરીમા રામ પાસે જઇ પહોચ્યા ત્યા જઇ રામચદ્રની પાસે સીતાના સવિસ્તર સમાચાર તેમણે જણાવ્યા

*   *   ,   *

રામ અને લક્ષ્મણ, સુગ્રીવ, હનુમાન, ભામડળ, નળ, નીલ, અને બીજા વિદ્યાધર રાજાઓ તેઓના વીર સૈનિકો સહિત લકામા પહોચ્યા ભારે યુદ્ધ થયુ ! બને બાજુના લાખો સૈનિકો માર્યા ગયા વિભીષણ રામને શરણે ગયેલા હોવાથી તમના સિવાય રાવણના આખા કુટુબનો નાશ થઇ ગયો કુભકર્ણ અને ઇન્દ્રજીત રામચદ્રના યોદ્ધાઓને હાથે પરાજય પામી કેદ થયા, અને રામની કૃપાથી પાછા છુટયા તેઓ આ અપમાનથી લજ્જિત થયા અને વિચાર

પરમ્પરાને લીધે વૈરાગ્ય પામી સાધુ થઇ ગયા! લકામા રામની વિજયપતાકા ઉડવા લાગી. લંકાની બચેલી પ્રજા રામચદ્રને શરણે આવી.

*　　　*　　　*　　　*

આકાશમા દેવતાઓએ દુંદુભિ વગાડયા રામ સીતાની ઘણા લાબા વખતે ભેટ થઇ સીતાજી રામચદ્રની છાતીમા પોતાનુ માથુ સતાડી અશ્રુ વરસાવતા ઉભાં રહ્યા. રામે સીતાને પોતાને ગળે લગાડયા લક્ષ્મણ, ભામડળ વગેરે સુભટોએ માન અને ભક્તિથી સીતાને વદન કર્યું! કોઇ કાઇ બોલતુ નહોતુ બધા એક બીજાના સામુ જોઈ હર્ષાશ્રુ વરસાવતા ઉભા હતાં આ અપૂર્વ મિલનનુ વર્ણન કરવાની શક્તિ આ લોહ લાકડાની બનેલી લેખણમા કે ચામડાની બનેલી જીભમા નથી. વાચકવર્ગ પોત પોતાની સહૃદયતા અને પ્રેમભાવની બાહુલ્યતા પ્રમાણે આ અપૂર્વ મિલનનો આનદ અનુભવ કરી લે.

રામ લક્ષ્મણે માર્ગમા કેટલીક રાજકન્યાઓનુ પાણી-ગ્રહણ કરવાનુ વચન આપેલું, તે સર્વને લકામા બોલાવી પોતાની પત્નીરૂપે ગ્રહણ કરી.

ત્યાર પછી રામ, લક્ષ્મણ, સીતા અને બીજા સર્વે પુષ્પક વિમાનમા બેસી અયોધ્યામા પહોંચ્યા. એમના આવવાના સમાચાર સાભળી અયોધ્યાના લોકોના હૃદયમાં આનંદ આનંદ વ્યાપી ગયો ઘેર ઘેર મંગળગીત ગવાવાં લાગ્યાં. કૌશલ્યા અને સુમિત્રાના આનંદનો પાર ન રહ્યો. કૈકેયી પણ પ્રસન્ન થઇ. ભરત અને શત્રુઘ્ન રામના આગમનને

પોતાનુ સૌભાગ્ય માનવા લાગ્યા સર્વે ઠેકાણે આનદજ આનદ છવાઈ ગયો

* * * *

સીતાને ત્રણ શોકયો હતી-પ્રભાવતી, રતિનિભા, અને શ્રીદામા રામ સીતા ઉપર ઘણોજ પ્રેમ રાખતા, તેથી આ ત્રણે શોકયો સીતાજી પર રીસે બળતી હતી અને સીતાજીના આ સુખને છીનવી લેવાનો પ્રયત્ન કરતી હતી.

એક વખતે ઋતુ-સ્નાતા સીતાને રાત્રિના પાછલા પહોરે સ્વપ્ન આવ્યુ તેમણે રામને તે સ્વપ્નનુ ફળ પૂછ્યુ. રામચદ્રે કહ્યુ -'તમોને એક સાથે બે પુત્ર ઉત્પન્ન થશે પણ વિમાનમાથી ઉતરીને બે આઠપગવાળા પશુઓએ તમારા મ્હેમા પ્રવેશ કર્યો એ અશુભ ચિન્હ છે !"

સીતાએ કહ્યુ -"ધર્મ અને આપનો પ્રભાવ સર્વે અશુભોનો નાશ કરશે !

સીતાજીને ગર્ભ છે, એમ જાણી સર્વે લોકો તેમને વધારે પ્યાર કરવા લાગ્યા. રાજ્યપરિવાર સીતાજી પ્રત્યે જેટલો વધારે પ્રેમ દેખાડતો હતો, શોકયો તેટલીજ વધારે ઇર્ષ્યાગ્નિથી બળતી હતી

એક દિવસે સીતાજીની સાથે બેઠેલી તેમની શોકયોએ પૂછયું -"રાવણ કેવોક સ્વરૂપવાન હતો ?"

સીતાએ ઉત્તર આપ્યો -"મને તેના આખા શરીરની આકૃતિનો તો ખ્યાલ નથી કેમકે મે એને જોયો નથી. પણ તેના પગ કેટલીક વખત મારા જોવામા આવ્યા હતા !",

શોકયોએ કહ્યુ —"ભલે, ત્યારે તેના પગનુ ચિત્ર આ-લેખી બતાવો," સરળ ભાવે સીતાએ રાવણના પગનુ ચિત્ર

જમીન ઉપર આલેખ્યુ, અકસ્માત રામચદ્ર પણ ત્યાં આવી પહોચ્યા શોકયોએ કહ્યુ —" જુઓ સ્વામીનાથ! સીતાજી આજે પણ રાવણનુ ધ્યાન ધરી રહ્યા છે, રામ કાઇ ન બોલ્યા, તે તો સીતાના તરફ એક પ્રેમપૂર્ણ નજર નાખી ત્યાથી ચાલ્યા ગયા

* * * *

વસત ઋતુનુ પ્રભાત હતુ રામ અને સીતા મહેન્દ્રોદ્યાન નામના બાગમા ભગવાનનુ પૂજન કરી બેઠા હતાં. એકાએક સીતાનુ જમણુ નેત્ર ફરકવા લાગ્યુ સીતાજીના હૃદયમા અપ્રગટ દુઃખની આશકા થઇ રામે ઉત્તર આપ્યો —" પ્રિયે ! ચિન્તા ન કરો, કર્માધીન સુખ અને દુ ખ પ્રાણીમાત્રને ભોગવવાજ પડે છે અશુભ ઉચ્ચાવલી ધર્મધ્યાનમા મનને લગાડી સરળતાથી સ્હન કરી શકાય છે. ધર્મધ્યાનમા મનને લગાડો. અશુભની આશકાઓ બધી કમળના પાદડા ઉપર બાઝેલાં પાણીના બિંદુઓની માફક પોતાની મેળેજ ટળી જશે"

રામ એકાન્ત સ્થાનમા બેઠા હતા, એવામા રાજ્યના ગુપ્તચરો આવ્યા રામચદ્રજીથી અભય વચન લઇ બોલ્યા –" રાજ્યમા લોકો કહે છે કે સ્રીલપટ રાવણની પાસે લાબો વખત રહ્યા પછી સીતાજી સતી રહી શકેજ નહિ અસતી સ્રીને રાજ્યમા રાખવી એ અન્યાય છે જો રાજા પોતેજ એવો દાખલો લોકો આગળ ઉભો કરશે તો પછી પ્રજાની શી દશા થશે? લોકો કેવી રીતે પવિત્રતાનેજ ઉચુ સ્થાન આપશે?"

રામચદ્રે બહુજ વિચાર કરી સીતાજીને વનવાસ આપવાનો નિશ્ચય કર્યો લક્ષ્મણ વગેરે આત્મજનોએ રામને બહુજ સમજાવ્યા પણ તેમણે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ.

સમ્મેતશિખરની યાત્રાને બહાને કૃતાન્તવદન નામે સેનાધિપતિ સીતાજીને સિંહનાદ નામના વનમા લઇ ગયો. ત્યાં રથને ઉભો રાખી નીચે ઉતરી તે દુઃખપૂર્ણ દૃષ્ટિથી સીતાજી તરફ જોવા લાગ્યો

સીતાજીએ સસ્નેહ પૂછ્યુ-" સેનાપતિ ! તમે પત્થરની મૂર્તિની માફક સ્થિર ઉભા રહી મારી સામે શું જોઇ રહ્યા છો ? શુ તમને કોઇ દુ ખ છે ?"

કૃતાન્તવદન સીતાજીના સ્નેહપૂર્ણ વચનો સાભળી રોઇ પડ્યો, અને ઘુટણિયે પડી હાથ જોડી બોલ્યો -"માતા ! મુજ પાપીને ક્ષમા કરો ! અધમ દાસવૃત્તિને લઇનેજ આજે આવું અધમ કાર્ય મારે કરવું પડે છે."

સીતાજી વ્યાકુળ થઇ બોલ્યા -"કૃતાન્ત ! શુ વાત છે ? સાચી વાત જણાવ, શુ ઘાત કરવાનુ કામ તને સોપવામાં આવ્યુ છે ? શુ મને મારી નાખવાની આજ્ઞા કરવામા આવી છે ? કે કાઇ બીજી વાત છે ?

કૃતાન્તવદન એક કારમી ચીસ પાડી મોટેથી રડવા લાગ્યો. સીતાજીના વારવાર સમજાવવાથી તે ધૈર્ય ધારણ કરીને બોલ્યો - 'માતા ! જીભ ઉપડતી નથી, છતા પણ સ્વામીનું આ કાર્ય કર્યા વિના છુટકો નથી."

"અયોધ્યના લોકોએ આપના ઉપર દોષારોપણ કર્યું છે કે ભ્રષ્ટ લપટ રાવણના ઘરમા આપ રહેલાં છો. આ કલંકથી મુક્ત થવાને માટે રામચંદ્રે આપનો ત્યાગ કર્યો છે અને મને આજ્ઞા કરી છે કે આપને આ ભયાનક જગલમા મૂકી દેવા !"

કૃતાન્તવદનના વચનો સીતાજીનાં હૃદયમાં વજ્ર જેવાં લાગ્યાં. આ ભયાનક શબ્દો સાંભળી પછાડ ખાઇ તેઓ રથમાંથી નીચે આવી પડયા અને બેભાન થઇ ગયાં. સેનાપતિ સીતાજીને મરી ગયેલા સમજી કરૂણ રુદન કરવા લાગ્યો

ઘણા વખત પછી સીતાજીએ અર્ધ ચેતન-અવસ્થામાં કહ્યું-' પ્રાણનાથ! દાસીને ન છોડો. સીતાને માટે-સીતાના વિયોગથી જે હૃદય જંગલમા પાગલ જેવુ થઇ ગયુ હતું તે હૃદય આજે વજ્ર સમાન કેમ થઇ ગયું? રામ રક્ષા કરો! હા! હા! મને આ પ્રમાણે ન તરછોડો"

તેમને ફરીથી મૂર્છા આવી ગઇ. લગભગ એક કલાક પછી સીતાજીને પાછું ચેત આવ્યુ તેઓ બેઠા થયા અને ઉન્માદ-ગ્રસ્ત મનુષ્યની પેઠે આસપાસ ચારે બાજુ જોવા લાગ્યા તેમણે આંખો બંધ કરી લીધી ફરી થોડો વખત રહી આંખો ઉઘાડી દુખિત અવાજે તેઓ પૂછવા લાગ્યા—

"કૃતાન્ત, અયોધ્યા નગરી આહિંથી કેટલી દૂર છે? મારા જીવનાધાર રામ હમણાં ક્યાં છે?........ ..બોલ, કૃતાન્ત. બોલ, એવી રીતે ટગર ટગર મારી સામે શું જોઇ રહ્યો છે?"

કૃતાન્તે રોતાં રોતાં કહ્યું:—"માતા! અયોધ્યા આંહિથી ઘણી દૂર છે, અને આવી કઠોર આજ્ઞા આપનાર રામને માટે આપ હવે શા માટે પૂછપરછ કરો છો? જેમણે વગર વિચારે લોકોના કહેવા ઉપર આપ જેવા પવિત્ર દેવીને

વનમા મોકલી દીધાં, જેમણે આપની સાથે સાથે, આપના ગર્ભમાં રહેલા પોતાના રાજબાળકોને પણ વિના અપરાધે મૃત્યુદંડ દીધો, એવા રામને માટે આપ હવે શા માટે કરો છો ?"

રામની નિન્દા સાભળી સીતાનું કુમળું હૃદય કંપી ઉઠયુ. તેઓ કઠોર અવાજે બોલી ઉઠયાઃ–" ચુપ રહે કૃતાન્ત. મારા પ્રાણાધાર દેવની મારી સામે નિન્દા ન કર તે તો મહા ભોળા અને કૃપાળુ છે. કોઇ શત્રુના બહેકાવવાથી એમણે આ કામ કર્યું લાગે છે જે રામ મારે માટે મહાન યુદ્ધમાં પ્રવૃત્ત થયા, જેમણે મારે માટે રાક્ષસ કુળનો નાશ કર્યો, જેમણે મારે માટે પોતાના પ્રિય ભાઈ લક્ષ્મણને કાળના મુખમા હડસેલી દીધા એવા મારા પ્રિય પ્રાણાધાર રામ, શું આવી કઠોર આજ્ઞા આપે ? છી ! છી ! તું મારા નાથ વિષે ફરીથી એવી વાત કદી પણ જીભ ઉપર લાવતો નહિ."

કૃતાન્તવદન આશ્ચર્યની સાથે અવાક્ થઇ સીતાના મુખ તરફ જોઇ રહ્યો. એમના કપાળ ઉપર આશ્ચર્યકારક શાન્તિ ફેલાઇ રહેલી હતી. નેત્રમાથી દિવ્ય તેજ નીકળી રહ્યુ હતુ, અભિમાનથી માથું ઉચુ થઇ ગયુ હતુ કૃતાન્તવદનને આશ્ચર્યથી પોતાના સામે જોતો જોઇ સીતા બોલ્યા –"હે સેનાપતિ ! તને આશ્ચર્ય કેમ થાય છે ? મારા નાથ જે કાંઇ કરે છે તે ઠીક, પોતાનુ કર્ત્તવ્ય સમજીનેજ કરે છે. હુ જાણું છું કે મારી ગેરહાજરીમા રામની શુ સ્થિતિ થશે. દુ:ખને લીધે એમના હૃદયના ધબકારા બંધ થઇ ગયા હશે. એમને સંસાર શૂન્ય દેખાતો હશે. સૂર્યના

પ્રકાશમાં અન્ધારૂં હશે દષ્ટિગત થતા એ આખા રાજ-મહેલોમા સીતા, સીતા, પોકારતા હશે.

આટલું દુઃખ વેઠીને પણ જેમણે મને વનવાસ આપ્યો છે, તે કોઈ મહાન્ સાધ્યને સિદ્ધ કરવા માટેજ આપ્યો છે, પોતાના રાજ્યધર્મની રક્ષાને લીધેજ આપ્યો છે. રાજ્ય જાય, સુખ જાય, સમૃદ્ધિ જાય, પ્રાણોથી પણ વધારે પ્રિય વસ્તુનો નાશ થાય, અરે પોતાનો પ્રાણ પણ ચાલ્યો જાય, છતા રાજા પોતાના કર્ત્તવ્યથી વિમુખ ન થાય. રાજા પોતાની પ્રજાને પ્રસન્ન રાખે એજ ધર્મ છે. એ ધર્મનુ પાલન કરવાને માટેજ, પોતાની પ્રજાને પ્રસન્ન કરવાને માટેજ રામે મને વનવાસ આપ્યો છે હુ એમની દંડની આજ્ઞાને હર્ષ સહિત માથે ચડાવું છુ. જાઓ કૃતાન્ત પ્રસન્ન ચિત્તે અયોધ્યા પાછા જાઓ, અને સપ્રેમ મારી વતી શ્રીરામના ચરણોમાં નમસ્કાર કરીને સંદેશો કહેજો કે સીતાએ પ્રસન્ન મનથી આપની આજ્ઞાને શિરસાવદ્ય ગણી છે તેઓ હમેશને માટે આપના યશને અખંડ અને નિષ્કલંક દેખવા ઇચ્છે છે ”

કૃતાન્તવદન ભક્તિપૂર્વક સીતાને નમસ્કાર કરી ત્યાંથી અયોધ્યા પાછો ગયો, અને રામચન્દ્રની પાસે જઇ બધી વિગત કહી સંભળાવી.

*　　*　　*　　*

સીતા ત્યાથી ઉઠયા. ચાલતાં તેમના પગ લથડવા લાગ્યા. થોડી વારે જરા આગળ ચાલી પાછા બેસી ગયાં. વિચારવા લાગ્યા—“ દુર્ભાગ્ય ખરેખર મારી પાછળ પડેલ છે. એમજ લાગે છે કે મારા નશીબમા પતિનું સુખ નથી.

હમેશ પ્રેમમય હૃદયવાળા એવા રામ શા માટે મને વનવાસ દેવા વિવશ થયા ? શા માટે આટલો કાળ વ્યતીત થયા પછી નગરવાસીઓએ મારે માથે કલંક ચઢાવ્યો ? એ સર્વ કર્મની ગતિ છે. મહાત્માઓએ ઠીકજ કહ્યું છે કેઃ—

शशिदिवाकरयोर्ग्रहपीडनम्;
गजभुजङ्गमयोरपि बन्धनम् ।
मतिमतां च विलोक्य दरिद्रताम्;
विधिरहो बलवानिति मे मतिः ॥

"રામ ! ભાગ્ય બનાવ્યું બને છે. આપ સામર્થ્યવાન હતા શું આપ મારા દુર્ભાગ્યને બદલી શકતા નહોતા ? શું દુર્ભાગ્યના પંજામાથી મને છોડાવી શકતા ન હતા ?

"નહિ, બીજુ કોણ છોડાવી શકે એમ છે ? મેંજ જેમ દુર્ભાગ્યને બોલાવ્યુ છે, તેમ હુ પાછુ એને કાઢી શકું છું બીજું કોઈ કાઢી શકતુ નથી. હે ચિત્ત, ધીરજ ધર અને આ દુર્ભાગ્યથી છૂટવાનો પ્રયત્ન કર.

* * * *

પોતાની બ્હેન ગણીને પુંડરીકપુરનો રાજા વજ્રજંઘ સીતાજીને પોતાને ત્યા લઇ ગયો. એમને માટે એક જુદું ઘર ખાલી કરાવી ત્યા તેમનો નિવાસ મુકરર કરી આપ્યો. સીતાજી, એ એકાન્ત મકાનમા રહી અહોનિશ પોતાના સ્વામી રામચંદ્રના ચરણોનું ધ્યાન ધરતા હતા.

વખત વીતતા યુગલ સન્તાન સીતાને ઉત્પન્ન થયા. બન્ને પુત્ર હતા. એમાથી એકનુ નામ અનંગલવણ અને બીજાનું નામ મદનાંકુશ રાખવામા આવ્યુ.

સમયની ગતિની સાથે બંને બાળકો મોટાં થવા લાગ્યા. સિદ્ધાર્થ નામના એક વિચક્ષણ વિદ્યાવાળા એક અણુવ્રતીથી એ બને ભાઈઓ શિક્ષણ લેવા લાગ્યા. શિક્ષકે બંનેને અસ્ત્ર-શસ્ત્રવિદ્યામા અને અશ્વારોહણ વિદ્યામાં તથા શાસ્ત્રજ્ઞાનમાં અદ્વિતીય બનાવી દીધા.

યુવાવસ્થામા પહોંચતા વજ્રજંઘે પોતાની પુત્રીના લગ્ન લવણની સાથે કર્યાં અને અંકુશને માટે પૃથ્વીપુર નગરના રાજા પૃથુ પાસેથી તેની કન્યા કનકમાલાની માગણી કરી

પૃથુએ એમ કહી ના પાડી કે "જેના કુળશીલનો કાંઈ પણ પત્તો નથી તેની સાથે મારી પુત્રીનાં લગ્ન હુ કરી શકતો નથી."

વજ્રજંઘે પૃથુરાજા ઉપર ચઢાઇ કરી. બંને ભાઈઓ પણ સાથે ગયા. મહા ભયાનક યુદ્ધ થયું લડાઇ દરમ્યાન આ બંને ભાઇઓએ પોતાની અદ્વિતીય શસ્ત્ર ચલાવવાની શક્તિથી પૃથુરાજાના લશ્કરને ધબરાવી મૂકયું લશ્કરમાં ભંગાણ પડયુ, પૃથુરાજા પાછો હઠવા લાગ્યો આ જોઈ બને રાજકુમારો બોલી ઉઠયા,—"અહો કુલશીલવાળા મહારાજ ! આપ અમારા જેવા અજ્ઞાત કુલશીલવાળાઓની સામે પીઠ દેખાડી કેમ ભાગો છો ?"

પૃથુરાજા લજ્જિત થઇ પાછો ફર્યો, પણ હવે તેનામા લડાઇ કરવાનુ સામર્થ્ય નહોતુ, તેથી બોલ્યો.—"મે તમારૂં કુળ જાણી લીધુ છે વીરોની વીરતાજ એમનુ કુળ દેખાડી આપે છે. હું મારી પુત્રી અંકુશ સાથે પરણાવવા તૈયાર છું"

પૃથુરાજાએ મોટી ધામધૂમથી અંકુશનાં લગ્ન પોતાની પુત્રી કનકમાલા સાથે કરી આપ્યા, સર્વત્ર આનંદ પ્રસરી ગયો.

* * * *

લવણુ અને અંકુશે વજ્રજંઘરાજા પાસે અયોધ્યા જઇ પોતાના પિતા તથા કાકાને જોવાની અને તેમનુ પરાક્રમ કેવુ છે તે જાણવાની, ઇચ્છા જણાવી.

સીતાજી તે વખતે ત્યાંજ બેઠા હતા તેમણે અશ્રુપૂર્ણ આંખોથી પોતાના બને વહાલા પુત્રોને માથે હાથ ફેરવતાં કહ્યુ —"પુત્રો, સંસારવિજયી તમારા પિતા તથા કાકાના પરાક્રમને જાણવાનુ સાહસ ન કરો. એમનું પરાક્રમ જોવું એ નાનાં બાળકોની રમત નથી. જેમણે રાવણ જેવા દિગ્વિજયી વિદ્યાધરોના રાજાનો સહેજમાં નાશ કરી નાખ્યો, જેના પરાક્રમ આગળ દેવતાઓ પણ શીર ઝુકાવે છે, તેમનું પરાક્રમ જોવાની ઇચ્છા શા માટે કરો છો બેટા ?

"ઉપરાત તે તમારા પૂજ્ય છે. તેમની સામે તમારે ભક્તિ સહિત જવુ જોઇએ, અને એમના ચરણોમા નમસ્કાર કરી પગની રજ માથે ચડાવી એમનો આશીર્વાદ લેવો જોઇએ."

અંકુશ હસતા હસતા બોલ્યોઃ—"માતા, શું શત્રુની સામે માથું ઝુકાવી તેને નમસ્કાર કરી તેની પાસેથી આશીર્વાદ લેવાની અમોને ભલામણુ કરો છો ? શુ તમે અમોને બાળક સમજી રામ, લક્ષ્મણના બળના વખાણ કરી તેમની સાથે યુદ્ધ કરતા અટકાવવા ઇચ્છો છો ?"

સીતાજી વ્યગ્ર ચિત્તે બોલ્યા.—"હેં, હે, બેટા, આ શું કહે છે ? પોતાના પિતાનેજ પોતાના શત્રુ બતાવે છે ?"

લવણે હૃદય ફુલાવીને કહ્યું—"હા, મા, તેઓ અમારા શત્રુજ છે જેમણે અમારી નિર્દોષ માતાને જે વખતે અમે ગર્ભમાં હતા, તે વખતે જંગલમાં કાઢી મૂકી, તેઓને અમે શત્રુ નહિં તો શું મિત્ર સમજીએ ? અમે એટલુંજ પૂછીએ છીએ કે અમે એમનો શો અપરાધ કર્યો હતો કે એમણે આપની સાથે સાથે અમને પણ વનવાસ આપ્યો ? નહિ મા, તેઓ અમારા શત્રુ છે, પરમ શત્રુ છે ! અમે પણ જોઇશુ કે એમની ભુજાઓમાં કેટલી તાકાત છે ? અમે અજમાવીશું કે દેવતાઓને પણ ભયભીત કરનાર રામ અને લક્ષ્મણમાં કેટલું સામર્થ્ય છે ?"

બોલતા બોલતા લવણના નસકોરાં ફુલી ગયા. આંખો-માંથી અલૌકિક તેજ નિકળવા લાગ્યો, છાતી ઉભરાઇ ગઇ ચહેરા ઉપર અપૂર્વ દૃઢતા અને વીરશ્રી દેખાવા લાગ્યા.

સીતાએ એમના તરફ જોઇ મનમાંને મનમાં કહ્યું,—એજ રૂપ છે, એજ દર્પ છે, એજ આકૃતિ છે, ધન્ય સીતા ! તારૂ જીવન ધન્ય છે; કે તું તારા સ્વામીના જેવાજ બે રત્ન ભારત માતાને આપી શકી છે.

અંકુશ બોલ્યો—"માતા, મૌન શા માટે બેઠા છો, આજ્ઞા આપો, આપના આશીર્વાદથી સર્વ મંગળ થશે."

સીતાજી આંખોમાંથી અશ્રુ વહેવરાવતા દુઃખભરી અવાજે બોલ્યા—" બેટા, તેમ છતા પણ તે તમારા પિતા છે ! અને મારે માટે તો તમારી હારજીત સરખીજ દુઃખ-દાયક થશે. તમારા બેમાંથી એકનું પણ રણમાં પડવું મારે માટે તો અસહ્ય દુઃખનું કારણ થશે."

લવણુ ગુસ્સાથી બોલી ઉઠયો-"માતા, તો શું તમારી એવીજ ઇચ્છા છે કે અમે જઇને શક્તિહીન કુતરાની પેઠે રામલક્ષ્મણના પગની રજ ચાટીએ અમારૂં આ કામ, અમારે તેમજ તેમને માટે પણ નિંદા અને અપમાનનું કારણ થશે નહિ માં, અમારાથી એ પ્રમાણે તો નહિ થાય. અમે ક્ષત્રીયના પુત્ર છીએ, ક્ષત્રીયોની માફકજ એમની ભેટ કરીશું."

સીતાજીએ ગદ્દગદ્દ કંઠે કહ્યું-"જાઓ બેટા, જાઓ વ્હાલા, તમોને એજ શોભે છે. તમે ક્ષત્રીય પુત્ર છો, ક્ષત્રીયની માફકજ તમારા પિતા તથા કાકા સાથે ભેટ કરો હું આશીર્વાદ આપું છું કે મારૂ સતીત્વ અને મારી તપશ્ચર્યા કવચની પેઠે તમો બન્ને ભાઇઓની રક્ષા કરશે"

* * * *

અયોધ્યાની બહાર લવણુ અને અંકુશે પોતાની ફોજ સાથે મુકામ કર્યો લક્ષમણને સમાચાર મળતા તે હસી પડયા, અને બોલ્યા -"કોણ બિચારા પતંગીઆની માફક આગમાં પડી બળી જવા માટે આવ્યા છે? મને લાગે છે કે એમનો મૃત્યુજ એમને અહિ સુધી ઘસડી લાવ્યો છે."

યુદ્ધના વાજાં વાગ્યા લડાઇની શરૂઆત થઇ. હજારો સૈનિકોનો નાશ થયો યુદ્ધને અન્તે રામલક્ષ્મણની હાર અને લવણુઅંકુશની જીત થઇ

રામ તથા લક્ષ્મણનું હૃદય ગ્લાનિથી ચીરાઇ ગયું. તેઓ મનમાં ને મનમાં શોક કરવા લાગ્યા, કે અમે બાળકોના હાથે હાર ખાઇ બેઠા.

રામ, લક્ષ્મણને દુખી જોઇ નારદજી ત્યાં આવી પહોંચ્યા, અને રામચંદ્રને સંબોધીને બોલ્યા -"હે રામ! આપ આનંદિત થવાને બદલે શોક શા માટે કરો છો? પોતાનાજ સંતાનોને હાથે હાર પામી એવું કોણ માણસ હશે જે દુઃખ કરતો હશે? લવણ અને અંકુશ એ બને આપના પુત્રો છે. સતી સીતાએ આ બંને વીરોને જન્મ આપ્યો છે"

પછી તેમણે, સીતાની રામચદ્રે ત્યાગ કર્યો ત્યારથી તે વખત સુધીની બધી વિગત જણાવી. તે વાત નારદજીના મુખથી સાભળી રામચંદ્રને અત્યત આનદ થયો એમના સુસ્ત શરીરમા વીજળીનો સચાર થયો હોય એમ લાગ્યુ. તેઓ તરતજ રથમાથી ઉતર્યા અને લક્ષ્મણને સાથે લઇ પોતાના પુત્રોને ભેટવા ચાલ્યા. બંને ભાઇઓ પણ પોતાના પિતા તથા કાકાને આવતા જોઈ પોતાના રથમાથી ઉતરી સામે દોડ્યા, અને તેમના ચરણોમાં પોતાનુ મસ્તક નમાવ્યું. રામચદ્રે બને ભાઇઓને ઉઠાડી પોતાની છાતીએ લગાડ્યા ત્રણ લોકની સમ્પત્તિ પ્રાપ્ત કરીને પણ જેટલો આનદ ન થાય એટલો આનંદ અત્યારે રામચદ્રને થયો

* * * *

ચિતામાથી અગ્નિની ભયંકર જ્વાળાઓ નીકળી રહી હતી ચિતા બહુજ લાંબી પહોળી બનાવવામા આવી હતી સીતાજી એ ભયંકર અગ્નિકુંડમા પડવાને તૈયાર થઇ શ્રી ભગવાનનું સ્મરણ કરી રહ્યા હતા રામલક્ષ્મણ પોતાના સુભટો સાથે એક બાજુ બેઠા હતા, લવણ તથા અંકુશ આંખમાંથી આંસુ વહેવરાવતા પોતાની માતા સામે

જોઈ રહ્યા હતા. હજારો નાગરિકો નેત્રોમાં આવતું જલ લૂછતા મનોમન સીતાજીને પ્રણામ કરી રહ્યાં હતા. કેટલ કુટિલ અને દુષ્ટ બુદ્ધિના લોકો એમ પણ કહેતા હતા કે'-"હમણાજ આ ભયંકર .અગ્નિજવાળાઓ સીતાને બાળીને ખાક કરી નાખશે, અને એના સતીપણાની બધી શેખી નીકળી જશે"

કેટલાકોએ રામચદ્રની પાસે જઈને કહ્યુ:—"હે પ્રભો! આવી ભયંકર પરીક્ષા કરવાનુ બધ કરો સીતાજી સાક્ષાત્ સતીનો અવતાર છે. જો સીતાજીજ સતી ન હશે તો બીજું કોણ હશે?"

રામચદ્રે ધીર અવાજે કહ્યુ —"તમારૂં કહેવુ ઠીક છે, પરંતુ જે કારણને લઇને સીતાજીને અયોધ્યા નગરીની બહાર કાઢી મૂકેલાં હતાં, તે કારણ તો હજુ મોજુદ છે. જો સીતા પહેલા જેવાં હતા તેવાંજ હાલ છે, તો શુ કારણ હતુ કે તે વખતે પ્રજાજનોએ અપવિત્ર જણાવ્યાં હતા, અને હવે પાછાં સતી જણાવે છે? પરીક્ષા થઇ જવા દો. એનાથી પ્રજાને વિશ્વાસ થશે કે સીતા ખરે-ખર સતી છે કે અપવિત્ર છે."

એજ વખતે વાદળમાંથી થતી ગર્જનાની માફક સીતાનો અવાજ સર્વના કાને અથડાણો,-"હે અગ્નિ! આજ તારી જ્વાળા દ્વારા મારા સતીત્વની પરીક્ષા થઇ રહી છે. દેવી! કદી જો મેં મન, વચન અગર કાયાથી, સુતા, જાગતાં, અગર સ્વપ્નામા પણ રામચંદ્રના શિવાય બીજા પુરુષનુ સ્મરણ કર્યું હોય તો તું મને બાળીને ભસ્મ કરી નાંખજે., નહિ તો મારે માટે તારૂં અસલી સ્વરૂપ છોડી પાણીરૂપ બની જજે."

આટલું બોલી " રામ ! " એવો ઉચ્ચાર કરી સીતાજી લોકોના હાહાકાર વચ્ચે અગ્નિમા કૂદી પડયા રામચંદ્ર ગાડા જેવા થઇ, સીતા ! સીતા ! પોકારતા ચિતાની પાસે દોડી આવ્યા.

આનંદાશ્ચર્યની સાથે લોકોએ શું જોયુ ? પ્રચંડ બળતી અગ્નિના ખાડામાં કાંઠાપૂર સ્વચ્છ જળ ભરેલું છે, અને તેની વચ્ચે કમળના પાન ઉપર સીતાજી બેઠેલા છે સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહ્યા સર્વે એકે અવાજે બોલી ઉઠયા —" સીતા સતીનો જય ! અયોધ્યાની સતી મહારાણીનો જય !

* * * *

સીતા દીક્ષા લેવાને તૈયાર થયાં તે વખતે રામ તેમની પાસે પહોંચ્યા અને નીચી દૃષ્ટિ રાખી બોલ્યાઃ—" સીતા ! "

સીતાએ વૈરાગ્ય-ભાવનાપૂર્ણ ગંભીર અવાજમા કહ્યુ —" પ્રજારંજક નૃપાલ ! "

રામચંદ્ર આવા સંબોધનથી ચમકી ઉઠયા. તેઓ થોડા વખત સુધી સીતાના ચ્હેરા સામે જોતા રહ્યા. શું જોયુ ? માથાના વાળ વિખરાઈ ગએલા છે, આંખો ઉંડી ધસી ગઇ છે, કમર વાંકી વળી ગઈ છે, શરીર ઉપર હાડ ચામ માત્રજ છે, પણ આંખોમાથી દિવ્ય તેજ પ્રકાશી રહ્યુ છે કપાળમાથી સ્થિર વૈરાગ્ય ટપકી રહ્યો છે

ફરીથી રામ દુખિત અવાજે બોલ્યા —" સીતા, મેં તમને બહુજ દુખ દીધું. મને ક્ષમા કરો. દેવી ! મારા અપરાધોને ભૂલી જાવ. અને........"

બોલતા બોલતા રામનુ ગળું ભરાઇ આવ્યુ. તેઓ ઘુંટણ ટેકવીને સામે બેસી ગયા

સીતા તેજ અવાજમાં ફરીથી બોલ્યા -"અયોધ્યા પતિને આમ કરવું એ યોગ્ય નથી. આ ધૂળ માટીની ભરેલી જમીન ઉપર બેસવાને આપ યોગ્ય નથી."

એજ સ્થિતિમા બેસી રહી સીતાનો હાથ પકડી રામ બોલ્યા:-"દેવી! સીતા! મારો આ પ્રમાણે તિરસ્કાર ન કરો. હું આ રાજત્વના આડંબરથી એટલો તો દબાયેલો છુ કે મારી ગર્દન સુધાં ઉંચી થતી નથી. ઘડીભરને માટે ભૂલી જાવ કે હું તમોને દુ:ખ દેનાર, અને તમે દુ ખ સહન કરનાર છો. હુ અયોધ્યાપતિ રાજા રામ છુ, અને તમે દુ:ખિત એવા જનક રાજાની પુત્રી છો. સીતા! તમે એટલુંજ સમજો કે હુ રામ છુ અને તમે સીતા છો. હુ અને તમે એજ પ્રેમી જીવો છીએ કે જે સાથે સાથે વનેવન ફરતા મહાન પહાડો ઉપર ચડતા હતા, અને કુદરતની અપૂર્વ શોભા નિહાળતા હતા. જે વખતે આપણો પ્રેમ પર્વતમાથી નિકળતા સ્વચ્છ ઝરાના જેવો નિર્મળ હતો, અને આપણો આનંદ સ્ફટિક મણિની માફક ઉજ્જ્વલ હતો. પ્રિયે! આઓ, વચમાના ક્ષુદ્ર કાળને ભૂલી જાવ, અને પહેલાની માફક હમણા પણ મને આનંદ આપો"

સીતાજી તેજ અવાજમા બોલ્યા—"ઉઠો રામ, ઉઠો, આપના કહ્યા પહેલાજ હુ બધી વાત ભૂલી ગઇ છું મને કદીપણ મનમા એવો વિચાર આવ્યો નથી કે તમે અત્યાચારી છો, અને હું આપના હાથે દુભાયેલી છું. હું સમજી શકું છું, કે આપે જે કાઇ કામ કર્યું છે તે સર્વ કર્ત્તવ્યની કઠોર સાધનાને માટેજ કર્યું છે. હું એ બાબતમાં કોઇને પણ દોષ દેતી નથી, દેવા

ઈચ્છતી પણ નથી. જે કાંઇ થઈ ગયું છે, તે સર્વ કર્માધીન હતું. જે સુખની આપ લાલસા કરો છો, તે સુખ નથી, તે ફક્ત એક પાણીના પરપોટાની માફક છે. જેમ હમણા સુધી લીલુ સુકું આપણે જોતાં આવ્યા છીએ તેમ ભવિષ્યમા પણ થવાનું. તેથી હવે એવું કર્ત્તવ્ય કરવું જોઇએ કે જેનાથી સ્થિર અવિનાશી સુ.ખ મળે; જેનાથી હવે કર્મ આપણને પુતળીઓની માફક નાચ ન નચાવી શકે."

એટલું કહી સીતાજીએ પોતાના વાળનો લોચ કર્યો. અને તેમને રામના હાથમા સોંપી બોલ્યા.–"આ પ્રમાણે શરીરથી પણ મમત્વનો ત્યાગ કરવો પડશે ! આવી રીતેજ બાહ્ય ખુશનુમા અને આનંદદાયક દેખાતા વિષયોની લાલસા છોડવી પડશે સાભળો રામ આ ત્યાગ, આ સયમ, આ ઇન્દ્રિય–નિગ્રહ અને આત્મ લીનતાજ સુખનો માર્ગ છે એનાથીજ અવિનાશી સ્થિર શાતિ મળશે."

સમાપ્ત.



# દેવી બ્રાહ્મી.

કર્મ-ભૂમિના આદિ સ્થાપનાર ભગવાન આદિનાથનુ નામ કોઇથી છાનુ નથી. માત્ર જૈનોજ નહિ, બીજા ધર્મ-વાળાઓ પણ ઋષભદેવના નામને સારી રીતે ઓળખે છે, અને શ્રદ્ધાની નજરથી જુએ છે

આ પુણ્યમયી દેવી—જેમના પવિત્ર ચરિત્રોની વાચકોને ટુકાણુમા ઓળખાણુ આપવાની છે એમનાજ પુત્રી હતાં સુમંગલા દેવીની જેઓ આદિનાથ સ્વામીના પટરાણી હતા—કૂખથી આ પ્રાતઃસ્મરણીય દેવીનો જન્મ થયો હતો

જૈનધર્મ માનનારાઓ, ખાસ કરીને શ્વેતાબર આમ્નાયના શ્રાવક—શ્રાવિકાઓ અને સાધુ-સાધ્વીઓ મળીને પ્રાત કાળે જે સહસ્રો સતિઓમાથી ખાસ કરીને સોળ સતિઓના પવિત્ર નામનું સ્મરણુ કરે છે, અને તેમના સ્મરણુ માત્રનેજ પોતાના કલ્યાણુનુ કારણુ સમજે છે, તે સોળ સતિઓમા સર્વથી પ્રથમ એજ દેવીનુ નામ આવે છે

*　*　*　*

પ્રત્યેક મનુષ્ય સંસારમા કંઇને કઇ ઉત્તમ કામ કરવા માટે આવે છે

મનુષ્ય જન્મજ ઉત્તમ કાર્ય કરવા માટે મળે છે જે એનો સારો ઉપયોગ કરે છે, તે આ લોકમા યશ મેળવે છે અને પરલોકમા ઉત્તમ કુળની પ્રાપ્તિ કરે છે. એટલુજ

નહિ તે આત્માની સંપૂર્ણ શક્તિને ખીલવીને પોતાના ઉંચામાં ઉંચા ઉદ્દેશ-'મોક્ષ પ્રાપ્તિ' ની સિદ્ધિ પણ આ શરીર વડેજ કરી શકે છે, કેમકે મનુષ્ય શરીરજ એક એવી પર્યાય છે કે જેમા આત્માની શક્તિનો પૂર્ણ વિકાસ થાય છે, અને એટલાજ માટે જે માણસ પોતાના કર્તવ્ય-માર્ગથી ચૂકી જાય છે, તે સૌથી ઉતરતી, વધારેમા વધારે દુઃખ દેનારી પર્યાયમા-સાતમી નારકીમા પણ એજ યોનિથી જઇ શકે છે

એ તો માણુસના હાથની વાત છે, કે તે બનેમાથી એક રસ્તો પોતાને માટે પસંદ કરી લે,-તે પોતાની શક્તિને ચાહે તો મોક્ષનો માર્ગ સાફ કરવામા અને ચાહે તો નરકનો રસ્તો સાફ કરવામા લગાવે

દેવી બ્રાહ્મી પણ એજ સ્થિતિમા હતી. તેમણે શાસ્ત્રાધ્યયન અને કળા કૌશલનુ જ્ઞાન મેળવતા પોતાને માટે માર્ગ નક્કી કરી લીધો હતો. તેમણે બને જગ્યાની ભલાઇ બુરાઈનો વિચાર કરી પોતાને માટે મોક્ષસ્થાન પસદ કર્યો હતો. મોક્ષસ્થાનમાં પહોચવાનો માર્ગ દુર્ગમ છે. ક્રોધ, માન, માયા, અને લોભ-રૂપી લુટારાઓથી બચી, વિષય-વિકારરૂપી કાટાઓથી સુરક્ષિત રહી આ સંસારરૂપી જગલમાં આગળ ધપ્યા જવુ એક છડા માણુસને માટે પણ જ્યારે અતિશય કઠણ છે ત્યારે ગૃહસ્થીનો બોઝો ઉચકીને આગળ વધવુ તો દુસાધ્યજ છે. એટલા માટે તેમણે નિશ્ચય કર્યો હતો કે હુ ગૃહસ્થાશ્રમનો ભાર શિરપર ન ઉઠાવતાં યાવજ્જીવન-આખી જીંદગી સુધી અત્યારથીજ બ્રહ્મચર્યવ્રત

ધારણ કરી તે સ્થાનની તરફ આગળ વધવાનો પ્રયત્ન કરીશ. સંસારના ભોગોને-ઐંદ્રિયક લાલસાઓને, પાર્થિક, વૃત્તિયોને-પોતાથી દૂર રાખીશ અને સ્વપર-પોતાનું અને પારકાનું કલ્યાણ કરવામાંજ લીન રહીશ.

* * * *

દેવી બ્રાહ્મી લખવાનો ઘણો અભ્યાસ કર્યો હતો. તેમના અક્ષરો ઘણાજ સુંદર હતા. જે તેમના અક્ષરો જોતા તે તેમના વખાણ કર્યા વગર રહેતા ન હતા વાંચવા લખવામાં પણ તેમણે ઘણીજ મહેનત કરી હતી અઢાર ભાષાઓ ઉપર તેમનો પૂર્ણ કાબુ હતો અને તે ભાષાઓમાં લખેલા ગ્રંથોનું રહસ્ય-સાર તે સારી રીતે સમજી અને સમજાવી શકતા હતા

દેવી બ્રાહ્મી એટલું જ્ઞાન પ્રાપ્ત કરી શક્યા, એનું મૂળ કારણ તેમના માતાપિતા હતા માતાપિતાએ તેમને સારી શિક્ષા આપી હતી. બાળપણમાં તેમના જ્ઞાનતંતુઓને વિકસિત થવા માટે જોઈતી સ્વાધીનતા મળી હતી. આજ-કાલના માતાપિતાના માફક તેમના માતાપિતાએ તેમને ભારરૂપ નહિ સમજતા,-એક તુચ્છ વસ્તુ ન સમજતાં,-એક ઉત્તમ મનુષ્ય-એક આત્મા સમજ્યો હતો અને એવાજ હેતુથી તેઓ એવા વિદુષી બની ગયા હતા.

પ્રજાના લોકો આ દેવીથી વિદ્યા શીખવા આવતા હતા અને પોતાનો મનોરથ પૂર્ણ કરી પ્રસન્ન થતાં હતાં. બ્રાહ્મી પણ પોતાની વિદ્યાનો એવી રીતે સદુપયોગ થતો જોઈ આનંદનો અનુભવ કરતા હતા અને પોતાની વિદ્યાને સાર્થક થઈ સમજતા હતા



દેવી બ્રાહ્મી અને માતા સુમંગલા

Krishna Press Bombay 2

થોડાજ દિવસોમા બ્રાહ્મીની વિદ્વત્તા દેશેદેશ પ્રસિદ્ધ થઇ ગઈ અને પ્રજાના લોકો રાજપુત્રીને વિદુષી સાંભળી હર્ષિત થવા લાગ્યા

દેવી બ્રાહ્મી વયસ્કા-ઉમર લાયક થયા માતાએ પુત્રીને એક ઉત્તમ શ્રાવિકા-ગૃહિણી અને કોઇ રાજાની રાણી થવા યોગ્ય જોઇ. પ્રાચીન કાળમા એવો નિયમ હતો કે કન્યા અથવા પુત્ર કોઇનું એ લગ્ન તેની સમ્મતિ વગર થતું ન હતુ. વળી બ્રાહ્મી ઘણુ કરીને સાસારિક વાતોથી ઉન્મુખ-ઉદાસ-રહેતા હતા, એટલા માટે સુમગલાએ એક દિવસે બ્રાહ્મી દેવીને પૂછયુ-"પુત્રી, તારી બાલ્યાવસ્થા પૂરી થઇ અને જ્ઞાન મેળવવાનો વખત પણ વીતી ગયો હવે તમે ગૃહસ્થીનો ભાર વહન કરવા લાયક થયા છો,-હવે એવો અવસર આવ્યો છે કે તમે કોઇ રાજમહેલનુ ભૂષણ બનો આથી કહો કે તમારી શુ ઇચ્છા છે ? "

માતાની વાત સાભળીને બ્રાહ્મીનુ હૃદય ધડકવા લાગ્યુ લજ્જા અને ભયના ઉતાર ચઢાવ તેમના ચહેરા પર દેખાવા લાગ્યા તે વિચારવા લાગ્યા,-" હુ માતાને શુ ઉત્તર આપુ ? મારી ઉદાસીન વૃત્તિની વાતથી માતાના કુમળા હૃદયમા આઘાત-દુ:ખ તો નહિ થશે ? જો પૌદ્‌ગલિક પદાર્થોમા સુખ માનવુ જ માતા સારૂ સમજે છે તો તે ભલે માને મને જે વાત ગમતી નથી, તેના હુ માતાને થોડીવાર પ્રસન્ન કરવા માટે નકામી શુ કરવા ફસાઉ ? ના, માતા, કદી પૌદ્‌ગલિક પદાર્થોમા સુખ માનનારી નથી જો એમજ હોત તો મારા હૃદયમા પણ એ ભાવ જરૂર આવ્યા હોત, કેમકે માતાપિતાના હૃદયમા રહેલા ભાવોની અસર સતાન પર જરૂર થાય છે."

બ્રાહ્મી એવી રીતે વિચારમા પડયાં હતા એ જોઇ માતા સુમંગલાને ફરીથી પૂછવું પડયું:—"પુત્રી ! શરમાઓ છો શા માટે ? જે કંઇ તમારા મનમાં હોય તે ખુલ્લી રીતે કહી દો."

માતાનો ફરીથી આદેશ સાંભળી દેવી બ્રાહ્મી નમ્રતાથી બોલ્યાં.—

"માતા, મારી બાલ્યાવસ્થા તો ખરેખર વીતી ગઇ છે, પણ જ્ઞાન મેળવવાનો કાળ હજી સુધી વીત્યો નથી અને એ કદી વીતતો પણ નથી, એ તો હમેશા રહે છે,—અને જ્યા સુધી 'કેવળજ્ઞાન' ન થઇ જાય ત્યા સુધી રહે છે

"માતા ! હું ગૃહસ્થભાર વહન કરવને લાયક નથી મારૂ હૃદય દુનિયાના ભોગોપભોગથી વિમુખ થઇ ચુકયુ છે,—હુ વાસનાઓની દાસી થવા ઈચ્છતી નથી હું ઐન્દ્રિયક ક્ષણ-સ્થાયી સુખરૂપી લુટેરાઓના હાથમા પડીને પોતાનુ આત્મિક ધન લુટાવીશ નહિ માતા ! મને ક્ષમા કરો મને રાજમહેલનુ,—ચૂનો, ઇટ, માટી અને પત્થરોની બનેલી હવેલીઓનુ,—ભૂષણ બનાવવા કરતા વેલીઓથી આચ્છાદત—ઢંકાયલા એકાન્ત જંગલનુ ભૂષણ બનવુ ઘણુ જ સરસ લાગે છે

"માતા હુ પળવારમા નષ્ટ થનારા પદાર્થો મેળવવામાં અને તેમના ઉપભોગમાં પોતાનો કીમતી સમય શા માટે નકામો ખોઉં ? આ ભોગોપભોગોને મેળવવામાં અને એમનાથી આનંદ માનવામા મે અનન્તકાળ ખોયો તો-

પણ લાલસા પૂરી ન થઈ હવે શા માટે મનુષ્ય પર્યાયના જેવું ઉત્તમ સાધન પામીને પણ હું આત્મિક સુખની પ્રાપ્તિના સાધનનો પરિત્યાગ કરી પૌદ્ગલિક સુખપ્રાપ્તિની પાછળ પડું ?

"જનની, મેં તો નિશ્ચય કરી લીધો છે, કે હું યાવજ્જીવન–આખી ઉમર બ્રહ્મચારિણી રહીશ, સંસારમાં જ્ઞાનનો પ્રચાર કરીશ અને અનુકૂળ સમય મળ્યેથી સંયમ –દીક્ષા ગ્રહણ કરી, આત્મધ્યાનમાં લીન થઇ પરમ પદની પ્રાપ્તિ કરીશ"

પુત્રીનો ઉત્તર સાંભળીને સુમંગલા ચુપ થઇ ગયાં. તે ટકટકી બાંધી બ્રાહ્મીના મુખ સામું જોવા લાગ્યા. થોડીજ વારમાં તેમના હૃદયમાં કેટલાએ પ્રકારના વિચારો આવી ગયા. નવાઈ, દુઃખ, સુખ, આનંદ, અને અંતે શાંતિનાં ચિન્હો તેમની મુખમુદ્રા પર દેખાયા તેમણે એક વાર વિચાર્યું કે બ્રાહ્મીને સમજાવીને લગ્ન કરવા માટે રાજી કરૂં, પછી વિચાર્યું કે જે સંસારથી વિમુખ થઇને મુક્તિ–માર્ગે જવા ઇચ્છે છે, જે દુનિયાને જ્ઞાન શીખવીને પોતાનું જીવન સફળ કરવા ઇચ્છે છે, તેને હું શા માટે સન્માર્ગથી વિચલિત કરવાનો પ્રયત્ન કરૂં ?

*   *   *   *

રાણીએ આદિનાથ સ્વામીને બ્રાહ્મીના મનની સઘળી વાત વિસ્તારથી કહી પ્રભુએ અવધિજ્ઞાન દ્વારા ઉપયોગ દઇ ને જોયું તો તેમને બ્રાહ્મીની ભાવનાઓ શ્રેષ્ઠ જણાઈ. આથી તેમણે દેવી બ્રાહ્મીને તેમની ઈચ્છાનુસાર વર્તાવ કરવાની આજ્ઞા આપી દીધી.

દેવી બ્રાહ્મી હવે પોતાનો સમય પહેલાંથી પણ વધારે જ્ઞાન મેળવવામાં અને ધર્મ ધ્યાનમાં ગાળવા લાગ્યાં. લોકોને જ્ઞાન શીખવવુ, ધર્મનો ઉપદેશ દેવો, તેમને સારે રસ્તે ચલાવવા, સારા વિચારો કરતા શીખવી હલકા વિચારો તેમનાથી તજાવવા, દુખિયાઓના દુખ મટાડવા, રોગીઓની સેવા કરવી અને તેમને આત્મિક શાંતિ લાભ કરાવવી એજ બસ તેમનાં મુખ્ય કામો રહી ગયા.

સંસારમાં સારા માણસોનું જીવન હમેશા બીજાઓના કામમા આવવાનેજ હોય છે. સારા માણસો હમેશા જગતને પોતાનું કુટુંબ સમજીને તેની સેવા કરવામાં પોતાનુ જીવન સફળ થયુ સમજે છે.

* * * *

ભગવાન આદિનાથને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી અયોધ્યાની પાસે એકવાર તેમનું સમવસરણ થયુ ભરત પોતાના કુટુંબ સહિત ભગવાનની દેશના સાભળવા માટે ગયા. દેશના સાભળીને તેમના કુટુંબીઓમાથી કેટલાકને વૈરાગ્ય ઉત્પન્ન થઇ ગયો અને તેમણે પ્રભુની પાસેથી દીક્ષા લઇ લીધી.

દેવી બ્રાહ્મીએ પણ આ અવસરને ઉચિત સમજીને પોતાના ભાઇ ભરતથી દીક્ષા લેવાની આજ્ઞા માગી. બેનની વાત સાંભળી ભાઇનુ હૃદય કંપી ઉઠયુ.

સંસારમાં કોણ એવું હશે, જે પોતાની બેનને અને ખાસ કરી એવી વિદુષી બેનને-જેનાથી હજારો નરનારીઓને લાભ થતો હોય-સાધુ થવાની આજ્ઞા આપશે ?

ભરતના નેત્રોમાં પાણી ભરાઈ આવ્યું. સ્નેહાળ બહેનના વિયોગના વિચારોએ તેના ચિત્તને ગભરાવી દીધું. થોડી વાર સુધી તે કંઇ ઉત્તર ન આપી શક્યો. અન્તે મોહાવરણનો પર્દો ખસક્યો, જ્ઞાનના પ્રકાશે તેને વસ્તુસ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું અને બ્રાહ્મીના ઉચ્ચતમ ધ્યેયની તથા બેનના જીવનને સાર્થક બનાવવાની કલ્પના તેના ધ્યાનમા આવી ગઇ તેણે આખોનું પાણી લુછતા કહ્યું –“બ્હેન, જાઓ, ઉચ્ચવ્રત–મહાવ્રત–ગ્રહણ કરીને જીવનને સાર્થક કરો. કોઇ કોઇ વખતે ધર્મનો ઉપદેશ દેવા માટે આવીને આ અયોધ્યાને પણ પાવન કરતા રહેજો”

–બ્રાહ્મી દીક્ષા ગ્રહણ કરીને વને–વને ફરવા લાગ્યાં. તેઓ દિવસમાં એકાદ વખત નગરમા આવતા, અને આહાર–પાણીકરી લોકોને આત્મિક ઉપદેશ આપી પાછાં એકાન્ત સ્થાનમા ચાલ્યાં જતા. જંગલોમા રહી દુ ખ વેઠવાં, સ કટોને તુચ્છ સમજીને તેમની પરવાહ ન કરવી, શરીરને પીડા થતી વખતે આત્મા અને શરીરને જુદા સમજી શરીરને જડ માની, તેનાથી નિર્મોહી થઇ રહેવાનો વિચાર કરી પીડા તરફ બેદરકારી કરવી, એ તેમનું મુખ્ય કામ હતુ. તે હિંસક જતુઓની બીહામણી અવાજ, દંશમશક વગેરેનું પરિસહ, ભૂખ તરસની વેદના એ સહુની ઉપેક્ષા કરતા શાન્તિથી એકાન્તમાં બેસીને આત્મચિંતવન કરવા લાગ્યા અને પોતાના પ્રાપ્તવ્ય મોક્ષ સ્થાનના કાટાઓથી ભરપૂર, રસ્તાને સાફ કરવા લાગ્યા.

તપશ્ચરણ કરવાથી દેવી બ્રાહ્મીનુ શરીર ઘણુજ દુર્બળ થઇ ગયું હતું. તે ફરતાં ફરતાં, જ્યારે સઘન જંગ-

લમાં જઈ નીકળતાં હતાં ત્યારે સાંય સાય કરતા વૃક્ષો નજરે પડતાં. તે સાંય સાયના અવાજમાંથી એવુ જણાતું હતું કે બ્રાહ્મીના આવવાથી તે ઘણાંજ પ્રસન્ન થયા છે; સાથેજ તે જરા ખિન્ન-દુ ખી થઈને પૂછતાં હતા,—"દેવી ! સુંદર મહેલોને છોડીને આપ આ કાટાઓથી ભરપુર જંગલમાં શા માટે ભટકી રહ્યા છો ?"

બ્રાહ્મીનું હૃદય ઉત્તર દેતુ હતું,—"કાટાઓથી ભરપૂર વનપ્રદેશ અને રાજ મેહલ બંને સમાન છે. એકજ પુદ્ગલની બે પર્યાયો છે જીવ ખોટી સમજણને લીધે નકામોજ એકથી રાગ-પ્રેમ અને બીજાથી દ્વેષ કરી બેસે છે પણ ખરી રીતે આ રાગ અને દ્વેષ જીવોની અજ્ઞાનતાનુ પરિણામ છે. મહેલો કદી કોઇને નથી કહેતાં કે તુ અમારાથી સ્નેહ કર અને જંગલો કોઇને નથી કહેતા કે તું અને બુરો સમજ. પુદ્ગલોને ભલા કે બુરા સમજવા એ તો કેવળ મનની કલ્પના છે. વૃક્ષો ! હું આ ભ્રાન્તિથી છુટી થઇ છુ. અને એટલા માટેજ મારે મને રાજમહેલ અને કાંટાઓથી ભરપૂર વન બંને સમાન છે.

"બીજું વનમાં આવવાનું મુખ્ય કારણુ એ પણ છે કે અહિ શાતિ રહે છે, કોઇ પણ જાતની ગડબડ થતી નથી અને એજ હેતુથી અહિ આત્મ-ચિન્તવનમા પણ કોઇ પ્રકારની હરકત આવતી નથી."

એવીજ રીતે જ્યારે જ્યારે તે નગરો અને ગામોમા જતાં હતા, ત્યારે ત્યારે લોકો તેમના સુકોમળ શરીરને જોઇને કહેતા હતા,—"દેવી ! રાજ્યભવનમા રહેવા યોગ્ય, હજારો

દાસ દાસીઓથી સેવા કરાવવા યોગ્ય, પોતાના આ સુંદર અને કોમળ શરીરને ગામે ગામ ભટકીને અને ઘેરે ઘેર ભીખ માગીને શા માટે ફોકટ ત્રાસ આપો છો ?,—શા માટે તમે સંસારના ઉપભોગોથી આ મોહક દેહને વંચિત કરી સુકાવી દીધો છે ?"

ત્યારે તે ઉત્તર દેતા હતાં—"કુરૂપ કે સુંદર માલુમ થવું એ માત્ર નેત્રોનો વિકાર છે બીજુ કંઇજ નથી. દેહ ભોગ-વિલાસ કરવા માટે નથી એની પ્રાપ્તિનો હેતુ નિજ-પરનું કલ્યાણ છે હુ એ હેતુને પૂરો કરવા માટે ગામે ગામ ફરૂં છુ, અને પોતાના ખરા સ્વરૂપને ભૂલી જઇ પૌદ્ગલિક પદાર્થોમા રંજિત થઈ, ઇન્દ્રિયોના દાસ બની પોતાના જીવનને દુઃખમય બનાવનારી મારી બહેનોને તેમજ ભાઇ-ઓને તેમના ખરા સ્વરૂપનુ જ્ઞાન કરાવી સીધા, સાફ અને સત્ય માર્ગે ચલાવવાનો પ્રયત્ન કરૂં છુ."

વી બ્રાહ્મી ફરતી ફરતી એક વખત અયોધ્યા તરફ આવ ગયા ત્યાં તેમણે જાણ્યું કે તેમનો ભાઇ ભરત હજી સુધી સંસારના સુખમાજ ફસાયેલ છે એ જોઇ તેમનો ભગિની-પ્રેમ જાગૃત થઇ ઉઠયો તેમણે પોતાના ભાઇને સંસારના કાદવમાથી કાઢવાનો નિશ્ચય કર્યો તેઓ ભરતની પાસે ગયા અને કહેવા લાગ્યા —"મારી ગૃહસ્થાવસ્થાના બન્ધુ ભોળા જીવ, તુ અત્યાર સુધી ક્યા મોહની નીંદમા સુઇ રહ્યો છે ? ઉઠ ! જાગ ! અને પોતાના નિજ સ્વરૂપને ઓળખ રાજ્ય નામ છે, પાણીનો પરપોટો છે, પળવારમાં નષ્ટ થઇ જશે, લક્ષ્મી ચંચળા છે, વીજળીનો ચમકારો છે; એક વખત આભા દેખાડીને બીજી વખતે નાશ થઇ જશે.

આ ભોગોપભોગ જેને તુ સુખદાયી સમજી રહ્યો છે ઝેર છે. એના ઘુંટડા ભરવાથી બચ, નહિ તો તારે તરફડીને પોતાના પ્રાણ આપવા પડશે મનુષ્યદેહ પ્રાપ્ત થયો છે, એને સાર્થક કર, જીવનને સફળ બનાવ અને પરલોકને માટે કઇક ધર્મનુ સાધન કર, કેમકે સસારમા ધર્મજ એક એવો પદાર્થ છે, જે જીવોને સત્ય અને દુ ખ વગરના રસ્તા પર લઇ જઇને પોતાના ધારેલા સ્થાન-મોક્ષમા પહોંચાડે છે.

"બન્ધુ! જીવન પાણીની ધાર સમાન છે ઝપાટાબધ વહેતું ચાલ્યુ જાય છે તેનો વિચાર કર. જે ક્ષણ વીતે છે તે આવરદામાથી ઓછી થાય છે,-આયુષ્યની ઘડિયો નકામી વીતતી જાય છે, એનો સદુપયોગ કર અને જીવનની ગતિના પ્રવાહને-વહેણને બદલીને તેને પોતાના અભીષ્ટની પ્રાપ્તિની તરફ ઝુકાવ."

બ્રાહ્મીના ઉપદેશે ભરતના હૃદયથી મોહનો પડદો ટાવી દીધો. ભોગોપભોગોથી તેનુ મન વિમુખ થયુ. તેણે નમ્ર થઇને કહ્યુ—"બ્હેન! મહાત્મા! આપે મારો અજ્ઞાનાવરણ-અજ્ઞાન રૂપી પડદો દૂર કર્યો આજથી હુ આપને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા કરૂ છુ કે આ પળવારમા નાશ થનારી વાસનાઓને મનમા આવવા દઇશ નહિ. જ્યા સુધી દીક્ષા લેવાનો અનુકૂળ સમય નહિ આવશે ત્યા સુધી નિર્દોષ થઇને ઘડિયાળના યત્રની માફક આ શરીરથી કાર્ય લેતો રહીશ, અને રાજ્ય-કારભારમા કે ભોગોપભોગમા મારો જલ કમલ જેવો વ્યવહાર રહેશે"

દેવી બ્રાહ્મી એવી રીતે પોતાનાં જીવનને સાર્થક કરી કૈલાશ પર્વત પર ગયા અને આત્મધ્યાનમાં લીન થઈ ગયાં.

દેવી બ્રાહ્મીના જીવનને જો અમારો સ્ત્રી સમુદાય અને સાધ્વી સમુદાય પોતાના જીવનનુ લક્ષ્ય બનાવી લે તો અમને આશા છે, કે તેમનુ જીવન અને સમાજનું જીવન ઝળહળતું અને ઉન્નત બની જાય. વળી અનેક પ્રકારની બુરાઇઓ જે અમારા સામાજીક અને ધાર્મિક જીવનમા પેસી ગઇ છે તે પણ નષ્ટ થઈ જાય.



## સુન્દરી.

ઋષભદેવ પ્રભુની પુત્રી બ્રાહ્મી, જેવાં ઉંચા મનવાળા હતાં, તેવાંજ તેમનાં બ્હેન સુન્દરી પણ હતાં. સુન્દરી અને બાહુબલિ બંને સહોદર ભાઈ બેન હતાં બ્રાહ્મીની માફક એમણે પણ બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરી, ધર્મની આરાધના કરવામાં પોતાનુ જીવન ગાળ્યું હતું. તપ, જપ, સંયમ, જ્ઞાન, શીલ વગેરે ઉંચી ભાવનાઓનુ મનન કરી, તેમને વ્યવહારમાં લાવી, પોતાના જીવનને ઉચ્ચ અને પવિત્ર બનાવ્યું હતું. રાજ્યમહેલમા રહીને સાધુની માફક જીવન ગાળી, પોતાની બહેનોને પણ ઉચ્ચ માર્ગ પર ચલાવતી અને દીક્ષા લેવાની કાળલબ્ધી મળી ન હતી-વખત આવ્યો ન હતો, ત્યાસુધી વ્રત વગેરે કરતા રહેવુંજ એક માત્ર તેમનું કામ હતું. અતે તે સમય પર દીક્ષા ગ્રહણ કરીને મુક્તિમાર્ગની સડકમા પડેલા કર્મરૂપી કાટાઓનુ નિકદન કરવાના કામમાં લાગી ગયા હતા

શિક્ષણ પ્રાપ્ત કરવા લાયક ઉમર થયા પછી સુદ-રીને વિદ્યા આપવાનુ શરૂ કરવામા આવ્યુ હતું તે પણ વાચતાં લખતાં શીખીને પોતાની બેન બ્રાહ્મીની માફક વિદુષી થયાં હતાં.

સંસારનો નિયમ છે કે પ્રત્યેક મનુષ્ય દરેક વિષયમાં સપૂર્ણ થઇ શકતુ નથી એવીજ રીતે આ બને બેનોમા પણ થયું. બ્રાહ્મી લેખનકળામા ઘણાજ પ્રસિદ્ધ હતાં અને સુદરીએ ગણિતવિદ્યામા નામના મેળવી હતી. તે કાળમા

તેમની બરાબરી કરનાર કોઈ ગણિતજ્ઞ ન હતો તે પોતાના સમયની અદ્વિતીય ગણિત-વેત્તા-ગણિત વિદ્યામાં એકકો હતા

બાળકોની પ્રવૃત્તિને અનુકૂળ જો તેમને શિક્ષણ મળતું રહે છે તો તેઓ થોડાજ સમયમાં સારા નામાંકિત વિદ્વાન થઇ જાય છે, અને જો એથી વિપરીત થાય છે તો તેમની બધી મહેનત નકામી જાય છે. આજકાલના માતા પિતા બાળકોને કેળવણી આપવામા તેમની માનસિક વૃત્તિના વલણ તરફ બીલકુલ ધ્યાન દેતાં નથી તેઓ પોતાની મરજી પ્રમાણે બાળકોને પોતાના સાચામા ઢાળવા માગે છે, અને એનુ પરિણામ એ થાય છે, કે બાળકો મનોવૃત્તિના વલણને અભાવે માતા પિતાના સાચામાએ ઢળતા નથી તેમજ પોતાની ઇચ્છાઓને સફળ કરવાની યોગ્યતા પણ પ્રાપ્ત કરી શકતાં નથી એટલુંજ નહિ, સેકડે નવ્વાણુની તો એવી સ્થિતિ થઇ જાય છે, કે પછી તેમને પોતાના વિચાર પ્રમાણે કામ કરવાનો અવસર મળે છે તો પણ તેઓ કંઈ કરી શકતા નથી, તેમની કામ કરવાની બધી યોગ્યતા છિન્ન ભિન્ન-નાશ થઇ જાય છે.

આદિનાથ પ્રભુ આ બધી વાતો સારી પેઠે જાણતા હતા એટલા માટે તેમણે પોતાની સતતિને તેમની ઇચ્છા પ્રમાણે શિક્ષણ આપ્યું અને અપાવ્યુ હતુ.

બ્રાહ્મીની વૃત્તિ લેખનકળાની બાજુ વિશેષ ઝુકાયલી હતી, એટલા માટે તેમને લેખનકળામા પ્રવીણ થવા દીધા અને સુંદરીનું મન ગણિતમા બહુ લાગતુ, એટલા માટે તેમને ગણિતજ્ઞ બનાવામાં દરેક જાતની મદદ આપી.

આજકાલના માતા-પિતા પોતાની પુત્રીઓને ભણા-

વવામા ઘણી બેદરકારી રાખે છે. તેઓ કહ્યા કરે છે, "ભણીને દીકરીઓને કયા ઑફિસનુ કામ કરવા જવુ છે? ભણવા ગણવાથી શું થશે? પોતાના ઘરનું કામ આવડ્યુ એટલે થયુ." જો કોઇ ભણાવે પણ છે તો માત્ર થોડા ઘણા અક્ષર લખતાં અને વાચતાં પછી કોઇ પ્રતિક્રમણના સૂત્રો રટાવવાનુ શરૂ કરે છે, કોઇ પૂજાના પાઠ ગોખાવે છે, અને કોઇ વેદોના સૂત્રો મોઢે કરાવી શિક્ષણની ઇતિ માની લે છે પણ પ્રતિક્રમણ કોને કહે છે? પૂજાનુ રહસ્ય શુ છે? વેદમત્રોનો આશય શો છે? આ વાતોથી તેમને એકદમ અજાણજ રાખવામા આવે છે

જો ગણિત વગેરેની શિક્ષાની ચર્ચા ચાલે છે, તો માતા પિતા કહે છે—"છોકરીઓને કયા વહીખાતાનું કામ કરવુ છે?" એવા માણસોએ આદિનાથ સ્વામીનો દાખલો લેવો જોઇએ, અને જેમ તેમણે સુદરીને ગણિતમાં વિદ્વાન બનાવ્યા હતા તેવીજ રીતે દરેક માણસની ફરજ છે કે તે પોતાની સતતિને-પછી તે પુત્ર હોય કે પુત્રી-જે વિષયમા તેની વૃત્તિ હોય તેમાજ લગાવી, શિક્ષણ પ્રાપ્તિનો માર્ગ સરળ કરીને વિદ્વાન્ બનાવવી જોઇએ

ચાલુ જમાનાની રીત એનાથી ઉલટી છે તેવાજ અમને ફળ પણ મળી રહ્યા છે અજ્ઞાનદશામા પાળેલી મોટી થનાર કન્યાઓ, પુરુષોની સહધર્મિણિઓ બનીને-અને બાળકોની માતાઓ બનીને કેટલુ દેશનુ અને સમાજનુ ભલું કરી રહી છે? બીજાઓની વાત તો દૂર રહી પણ પોતાના અને પોતાના કુટુંબના કલ્યાણને માટેજ તેઓ શું કરી રહી છે? એ વાત શુ છુપાયેલી છે?

બ્રાહ્મીએ જે વખતે દીક્ષા લીધી તેજ વખતે સુન્દરીની ઈચ્છા પણ દીક્ષા લેવાની થઇ હતી. બન્નેને પરિવારથી દીક્ષા લેવાની આજ્ઞા મળી ગઇ, ભરતે બ્રાહ્મીને તો આજ્ઞા આપી પણ સુન્દરીને દીક્ષા લેવાથી રોકી દીધી. સુન્દરીને મનમાં કંઇક દુઃખ થયું, પણ તે લાચાર હતી, કેમકે પરિવારની આજ્ઞા લીધા વગર દીક્ષા લેવી તે વખતે બુરી વાત સમજાતી હતી અને ખરી રીતે બુરીજ છે.

ક્યા તે સમય કે જેમા લોકો પોતાના પરિવારમાથી એક પણ માણસની ઈચ્છા વિરુદ્ધ દીક્ષા લેતા ન હતા. અને ક્યા આજનો વખત છે, કે જેમા કુટુબના બીજાં માણસોની તો શી વાત, પણ ખાસ પોતાના માતાપિતાની પરવાહ પણ ન કરતા, પુરુષ પત્નીને રડતી છોડી, પત્ની પતિનો તિરસ્કાર કરી દીક્ષા લઈ લે છે ક્યાં તે સ્વર્ણ યુગ હતો કે જેમા લોકો વિદ્વાન થઇને અને સર્વ પ્રકારે પોતાની ઇન્દ્રિયો પર વિજય મેળવીને પણ બીજાના મનને નહિ દુખાવવા માટે ઘરમાજ રહી જતા હતા–યોગ્ય વખત મળતા સુધી વૈરાગ્યની ભાવનાને પોષતા હતા,–ઇન્દ્રિયોનુ દમન કરતા હતાં અને ક્યા આજનો વખત છે ?

સુન્દરી ઘણીજ સુંદર હતી. દુનિયાને રૂપ અને ગુણની તરસ છે. સુદર પુષ્પને જોઇને સેકડો ભમરાઓ તે પર ગુજાર કરવા લાગે છે, સુદર ચંદ્રમાની ચાદરણી જોઇને કુમુદિની ખિલી જાય છે, પ્રાત કાળના બાળસૂર્યને જોઇને કમળોનાં હ્રદય વિકસિત થઇ જાય છે. નિર્મળ જળનો ઝરો, ભ્રમરોનો મધુર ગુંજાર, કોયલના સુન્દર કઠથી નીકળેલો મધુર સ્વર અને વૃક્ષરાશિ વગેરે સ્થિર

પ્રકૃતિથી માણુસનુ હૃદય જેટલું પ્રસન્ન થાય છે, તેથી સહસ્ર ગણી પ્રસન્નતા પુરુષને એક યુવતીના સુન્દર અને વિકસિત મુખને જોઈને થાય છે કેવળ સૌન્દર્યનીજ જ્યારે એવી સ્થિતિ છે; ત્યારે જ્યા સૌન્દર્ય અને ગુણ બંને મળી જાય ત્યા જો પુરુષનુ હૃદય ખેંચાય તો એમા નવાઈ શી?

ભરતે સુન્દરીમા સોનુ અને સુગ ધી બને જોયાં, રૂપ અને ગુણનો એક સ્થાન પર મેળ જોયો, એટલા માટે તેનુ મન તેની તરફ આકર્ષિત થયુ તેણે તેને પોતાની અર્દ્ધાંગિની બનાવવા ઇચ્છયુ અને એજ હેતુ હતો કે ભરતે સુન્દરીને દીક્ષા લેવાની રજા આપી ન હતી

સમાન બે પૈડા વગર ગાડી સારી રીતે નથી ચાલતી; બને પાખ સરખી ન હોય તો પક્ષી સારી રીતે નથી ઉડી શકતું, બને પગ નીરોગ રહ્યા વિના,—એક પગમા રોગ હોવાથી માણસ લગડુ કહેવાય છે, એવીજ રીતે ગૃહસ્થની દશા છે ઘર–સસારનુ ગાડુ પણ ત્યા સુધી સારી રીતે નથી ચાલી શકતુ, જ્યા સુધી સ્ત્રી અને પુરુષ સરખી ઉમર, નીરોગ, ગુણવાન, રૂપવાન, એક બીજાને પ્રેમ કરનારા અને પોતાના કર્તવ્યને ઓળખીને તે પ્રમાણે ચાલનારા નથી હોતા.

ભરતની અર્ધાંગિની બને એવી કોઈ બીજી કન્યા સુન્દરીના જેવી તે વખતે ન હતી ચક્રવર્તીની અર્દ્ધાંગિની બનવા માટે જે જે ગુણોની જરૂર હોય છે, તે બધા ગુણો સુન્દરીમા મોજૂદ હતા એટલા માટે ભરત સુન્દરીને પોતાના

મહેલમા રાખી, પાછે ફરી લગ્ન કરવાનો ઇરાદો કરી છ ખંડ પૃથ્વી પોતાને આધીન કરવા માટે ચાલ્યો ગયો.

*　　*　　*　　*

જાકી ગુરુને રંગ દઇ, કબહુ ન હોય કુરંગ;
દિન દિન દીસે ઉજરી, ચઢે સવાયા રંગ,
(કબીર)

ભક્ત કબીર કહે છે કે—"જે માણસની વૈરાગ્યરૂપી ચાદર ગુરુ–સાચા ગુરુ–રંગી દે છે પછી તેનો રંગ કદી ફિક્કો નથી પડતો જેમ જેમ તે ધોવાય છે તેમ તેમ તેનો રંગ વધુ ને વધુ ઘેરો થતો જાય છે."

સુન્દરીની પણ એજ સ્થિતિ થઇ આદિનાથ સ્વામીની માફક મહાન ગુરુના ઉપદેશરૂપી રંગથી રંગાયેલી સુન્દરીની વૈરાગ્યરૂપી ચાદરનો રંગ, એ ક્યારે સભવ હતો કે સામાન્ય માણસોના હૃદયોને પોતાના રંગમા રંગી નાખનારા, ભોગોપભોગના પદાર્થો ઉડાવી દેત અને સુન્દરીના હૃદય પર પોતાનો રંગ ચઢાવી દેત?

સંસારની સઘળી સુખ–સામગ્રીઓ તેમને નજીવી જણાવા લાગી ગત દિવસ સંસારના પદાર્થોની ક્ષણભંગુરતાનો તેમને વિચાર થવા લાગ્યો પ્રતિક્ષણ તેમના હૃદયથી વૈરાગ્યના ઉદ્ગારો નીકળતા. તેઓમા આવા ભાવો રહેતા,—

ઢાળ—ઓધવજીનો સંદેશો.

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઇશુ બાહ્યાન્તર નિર્ગ્રંથ જો?
સર્વ સબંધનુ બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરીશું કવ મહત્પુરુષને પંથ જો ॥ અ૦ ॥ ૧ ॥

સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
    માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો,
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
    દેહે પણ કિંચિત મૂર્છા નવ જોય જો ॥ ૨ ॥
દર્શન મોહ વ્યતિત થઈ ઉપજ્યો બોધ જે,
    દેહભિન્ન કેવલ ચૈતન્યનુ જ્ઞાન જો,
તેથી પ્રક્ષીણ ચારિત્ર મોહ વિલોકીએ
    વર્તે એવું શુદ્ધ સ્વરૂપનુ ધ્યાન જો ॥ ૩ ॥
આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
    મુખ્યપણે તો વર્તે દેહ પર્યંત જો,
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
    આવી શકે નહિ તે સ્થિરતાનો અંત જો ॥ ૪ ॥
સંયમના હેતુથી યોગ પ્રવર્તના,
    સ્વરૂપ લક્ષે જિનઆજ્ઞા આધીન જો,
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જતી સ્થિતિમા,
    અંતે થાયે નિજ સ્વરૂપમા લીન જો ॥ ૫ ॥
પંચ વિષયમા રાગદ્વેષ વિરહિતતા,
    પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો,
દ્રવ્ય, ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધ વણ,
    વિચરવુ ઉદયાધીન પણ વીત લોભ જો ॥ ૬ ॥
ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધ સ્વભાવતા,
    માન પ્રત્યે તો દીનપણાનુ માન જો,
માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
    લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો ॥ ૭ ॥
બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહિ,

વર્દે ચઢી તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહિ છો પ્રબળ સિદ્ધિ નિધાન જો ॥ ૮ ॥
શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમ-દર્શિતા,
માન અમાને વર્તે તેજ સ્વભાવ જો,
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સ્વભાવ જો ॥ ૯ ॥
મોહ સ્વયંભૂરમણ સમુદ્ર તરી કરી,
સ્થિતિ ત્યા જ્યા ક્ષીણમોહ ગુણસ્થાન જો,
અંત સમય ત્યા પૂર્ણ સ્વરૂપ વીતરાગ થઇ,
પ્રગટાવુ નિજ કેવલજ્ઞાન નિધાન જો, ॥ ૧૦ ॥
વેદનીયાદિ ચાર કર્મ વર્તે જહા,
વળી સીદરીવત્ આકૃતિ માત્ર જો,
તે દેહાયુષ આધીન જેની સ્થિતિ છે,
આયુષ પર્ણે મટીયે દૈહિક પાત્ર જો ॥ ૧૧ ॥
એક અણુ માત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલક રહિત અડેલ સ્વરૂપ જો,
શુદ્ધ નિરજન ચૈતન્ય મૂર્તિ અનન્ય મય,
અગુરૂ લઘુ અમૂર્ત સહજ પદ રૂપ જો ॥ ૧૨ ॥
પ્રયોગાદિ કારણુના યોગથી
ઉર્ધ્વ ગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો,
સાદી અનંત અનત સમાધિ સુખમા,
અનત દર્શન જ્ઞાન અનત સહિત જો ॥ ૧૩ ॥
જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમા,
કહી શક્યા નહિ પણ તે શ્રી ભગવાન જો;

તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે ?
  અનુભવગોચર માત્ર રહ્યુ તે જ્ઞાન જો ॥ ૧૪ ॥
એહ પરમપદ પ્રાપ્તિનું કર્યું ધ્યાન મે.
  ગજા વગરનો હાલ મનોરથ રૂપ જો,
તોપણ નિશ્ચય રાજચદ મનને રહ્યો,
  પ્રભુ આજ્ઞાએ થાશું તેજ સ્વરૂપ જો ॥ ૧૫ ॥

અહા ! કેવી ઉંચી ભાવનાઓ છે ? જેણે એક વખત અંતરગથી દુનિયાથી મુખ ફેરવી લીધું પછી તે દુનિયામા નહિ ફસાશે, જેના હૃદયમા એક વખત વસ્તુનુ સાચું સ્વરૂપ બેસી ગયુ તે પછી કદી તે વસ્તુના પ્રતિકૂલ સ્વરૂપને હૃદયમા સ્થાન નહિ દેશે, અને પ્રતિકૂલ આચરણ પણ નહિ કરશે

સુન્દરી ઘરમા-રાજ મહેલમા-રહીને પણ સાધ્વિઓના જેવું આચરણ કરવા લાગી. આબિલ, વ્રત, નિયમ, જપ, તપ, સયમ અને સ્વાધ્યાયજ માત્ર તેની સુખ-સામગ્રીઓ અને ભોગોપભોગ હતા. પલગો અને હિંદોળાઓના હોવા છતા સાદડીપર સુવુ, શાલ દુશાલા અને રેશમી વસ્ત્રો મોજુદ હોવા છતા જાડા કપડા પહેરવાં અને રાજા મહારાજાઓને ખાવા યોગ્ય જાત જાતના સ્વાદિષ્ટ ભોજનો મૂકીને એક અથવા બેજ પ્રકારની રસવાળી વસ્તુઓનો, તે પણ બીલકુલ સાધારણ વસ્તુઓનો, આહાર કરવો અને સેકડો દાસદાસીઓ હુકમમા રહેવા છતા પોતાનું કામ કરવા માટે કોઈને દુખ ન દેવું તેને સારૂં લાગતું હતુ

દરેક જણને આ વાત તો કબુલ કરવીજ પડશે અને શાસ્ત્ર પણ એમજ કહે છે કે-માણસ જ્યા સુધી બ્રાહ્ય-

મુક્ત–સર્વજ્ઞ–કેવળી નથી થઇ જતુ ત્યાં સુધી મોહની ( કર્મની પ્રકૃતિઓ ) મનુષ્યના હૃદયમા ખાસ કરી મજબુત કારણોના મળવાથી પોતાની શક્તિ દેખાડયા વગર રહેતી નથી એ જુદી વાત છે કે કેટલાક તેની આગળ મસ્તક ઝુકાવતા નથી અને તેને પોતાની ભાવના અને આચરણની શક્તિથી દબાવી દે છે અથવા તેનો નાશ કરી દે છે.

સુન્દરીના હૃદયમા પણ કેટલીક વખત રાજ્ય–વૈભવની મોહ પેદા કરનારી ચીજોને લીધે વાસના ઉત્પન્ન થતી હતી. અને એક ક્ષણભરને માટે તેનુ મન, તે સામગ્રીઓ વડે પોતાના સુન્દર અને સુકોમળ શરીરને સુખી બનાવવા માટે આકર્ષિત થતુ હતુ–ખેચાતું હતુ, પણ બીજી ક્ષણેજ તેને પોતાની–મનની નિર્બળતાનો વિચાર આવી જતો અને તરતજ તે મહાત્મા ભર્તૃહરિના કાઢેલા નીચે લખેલા ઉદ્દગારો જેવી ભાવના ભાવવા લાગતી, અને પોતાના મનની નબળાઇને મટાડી દેતી

" अहो वा हारे वा बलवति रिपौ वा सुहृदि वा,
मणौ वा लोष्ठे वा कुसुमशयने वा दृषदि वा।
तृणे वा स्त्रैणे वा मम समदृशो यान्ति दिवसाः
क्वचित् पुण्यारण्ये शिवशिवशिवेति प्रलपतः ॥११२॥

(વૈરાગ્ય શતક)

ભાવાર્થ " સર્પ હોય કે હાર (માળા) હોય, બળવાન શત્રુ હોય કે મિત્ર હોય, મણિ હોય કે કાંકરી હોય, પુષ્પોની શૈયા હોય કે શિલા–પત્થર હોય, અને તૃણ તણખલુ હોય કે સુન્દર રૂપવતી સ્ત્રી હોય, સર્વમા સમાન દૃષ્ટિ રાખીને

કોઈ વનની અંદર બેસી હું પરમાત્માનું સ્મરણ કરતાં કરતાં પોતાના દિવસો ગુજારીશ એવો વખત ક્યારે આવશે ?

દાસીઓ અને બીજા સગા વહાલાં ભોગોપભોગમાં ઝુલાવવાનો પ્રયત્ન કરતાં હતા, ત્યારે તે તેમને કહેતી હતીઃ—" ભોળા લોકો ! શું તમે નથી જાણતા કે ભોગોપભોગની સામગ્રીઓ કંઈજ વિસાતમા નથી, તુચ્છ છે ? જો એમાં કઇ સાર હોત તો અમારા પિતા ઋષભદેવ–જેઓ પોતે ઘણા મોટા જ્ઞાની અને મહાત્મા છે–એમને ત્યાગીને શા માટે ચાલ્યા જાત ? સાભળો, હુ તમને પણ સલાહ આપુ છું કે આ નશ્વર, પળવારમા નાશ થનારા ભોગોપભોગોના મોહને છોડી આત્મકલ્યાણના, જન્મ મરણનો ફેરો ટાળવાના માર્ગમા લાગો અને જયા સુધી એમનાથી પીછો ન છુટે ત્યા સુધી પોતાના હૃદયોને મજબુત કરવાને માટે આત્મ-ભાવનાઓનુ ચિતવન કર્યા કરો."

વાચકો ! તે વખત અને તે હૃદયોનો વિચાર કરો. તે વૈરાગ્યની જ્વલત મૂર્તિયોનુ કાલ્પનિક ચિત્ર પોતાની સામે રાખો અને પછી વિચારો કે આજકાલના અમારા મર્કટ વૈરાગ્યમા અને તે વાસ્તવિક વૈરાગ્યમા કેટલો અન્તર છે ? આપને અવશ્ય કબુલ કરવુ જ પડશે કે જમીન આસ્માન જેટલું અતર છે.

* * * *

રહેતો જે નિત નિરત તપમા મુક્તિની લાલસાથી,
આત્માર્થી છે ન કહી શકીએ આત્મ ત્યાગી અમે તે.

એક કવિનું ઉપર મુજબ કહેવું બરાબર સાચું છે. દુનિયામા આત્માર્થી લોકોની સંખ્યા ઘણે ભાગે ઓછી

જોવામા આવે છે, પણુ આત્માર્થી થવાની સાથે આત્મ-ત્યાગી થવું તો ઘણુંજ દુર્લભ છે સંસારમા સૌથી વધારે તેજ માણુસો પૂજ્ય હોય છે કે જેઓમા બંને ગુણો હોય છે સુન્દરી આ તત્ત્વથી સારી રીતે જાણીતી હતી. આથી સવારનો અને સાંજનો સમય તે પોતાના આત્મ હિતમા લગાવતી હતી અને બપોરના વખતમાં તે કોઈ વખતે શ્રાવિકાઓના ઘરોમા જઈને અને કોઈ વખતે તેમને પોતાને ત્યા બોલાવીને સારી સારી શિખામણો દેતી હતી; તેમને દુઃખમા સાન્ત્વના-ધીરજ આપતી હતી અને સુખમા સમભાવ રાખવા શિખવતી હતી ભરત જેવા ચક્ર-વર્તીના વૈભવ થી પોતાને માટે તે કદી કોઈ બહુ મૂલ્ય-ઘણોજ કીમતી-પદાર્થ કામમા લાવતી ન હતી, પણુ સાથેજ ગરીબોનુ દુઃખ દૂર કરવા માટે તે વૈભવમાથી ખર્ચ કરતા પણુ તે અચકાતી ન હતી. તે આ તત્ત્વને સારી રીતે સમજતી હતી કે રાજાનો વૈભવ ગરીબ અને દુખી પ્રજાની રક્ષા માટે છે

અમારો શ્રીમત સ્ત્રી સમાજ પણુ જો સુન્દરીની આ ઉંચી ભાવના અને કૃતિ પ્રમાણે આચરણુ કરવા લાગે, તો આજ ભારતના સ્ત્રી સમાજ ઉપર જે દુખનાં વાદળાં જઝુમી રહ્યા છે, તે બધા છિન્નભિન્ન થઈ જાય અને ચારે તરફ સુખનાં ગાયનો સભળાવા લાગે

શ્રીમંત સ્ત્રી સમાજે ધ્યાનમા રાખવું જોઈએ કે તેમના જીવનનુ કર્ત્તવ્ય માત્ર ચેન ઉડાવી લેવામાંજ પુરૂં થઈ જતુ નથી, ના, કહેવું જોઇએ કે ચેન ઉડાવવી એ તેમનું અને તેમના આત્માનું કર્ત્તવ્યજ નથી. એ તો

ઇન્દ્રિયોનું દાસત્વ છે,-વિષયોની ગુલામી છે. તેમનું ખરૂં કર્ત્તવ્ય તો તેજ છે, જે સુન્દરીએ પોતાના આચરણદ્વારા અમને બતાવ્યુ છે. જો એટલું ઉચ્ચ નહિ તોપણ ઓછામાં ઓછું પોતાના સંબધીઓ અને પોતાના આશ્રિતોનું દુખ નિવારણ કરવાનું કામ પણ જો અમારો સ્ત્રી સમાજ કરવા લાગી જાય તો એમ સમજાય કે તે પોતાનું કર્ત્તવ્ય ઘણુ-ખરૂં પૂરૂં કરી રહ્યો છે

ભરત છ ખંડ પૃથ્વીને જીતીને ઘણા ઉત્સાહથી પાછો અયોધ્યામા આવ્યો. સાથેજ સુન્દરીની સાથે લગ્ન કરી આનદ મનાવવાની નવી ઉમગો પણ પોતાની સાથે લેતો આવ્યો. પણ અફસોસ! અયોધ્યામા આવતાજ તેની સઘળી ઉમેદો માટીમાં મળી ગઈ કૃશ શરીરા-સુકાયલા શરીરવાળી સુદરીને જોઇ, તેની એવી સ્થિતિનું કારણ જાણી, ભરતના ચૈન મનાવવાના ઉત્સાહપર વજ્રપાત થયો-પત્થર પડ્યો. થોડી દેર તેના હૃદયમા અધકાર છવાઇ ગયુ, પરતુ અંતે તેને પોતાની ભૂલ જણાઇ તેણે મનમાં ને મનમાજ પોતાની હલકી વૃત્તિનો તિરસ્કાર કર્યો, પોતાની માફક, સસાર-વિમુખ-સસારથી ઉદાસ થયેલા માણસને પણ ભોગોપભોગોના ચક્રમાં-કાદવમા ફસાવવાની પોતાની ચેષ્ટાપર તેને ધિક્કાર ઉત્પન્ન થયો તે પોતેજ પોતાને અપરાધી સમજવા લાગ્યો. અંતરંગની સરળ વૃત્તિએ તેને કહ્યુ કે,—તુ જઇને સુન્દરીથી પોતાનાં દુષ્કૃત્યોની ક્ષમા માગ, પણ અભિમાન કહેવા લાગ્યો,-"તુ ક્ષમા શા માટે માગે છે? તું મોટો છે. મોટાના અપરાધ, અપરાધ કહેવાતા નથી બળવાન મનુષ્યને કદી કોઇ દોષ લગાવતું નથી"

બીજી તરફ સરળતા કહેતી હતી;—" ના, સર્વ આત્માઓ સરખા છે કર્મોથી પેદા થયેલી મોટાઈ ન્હાનાઈનો વિચાર કરીને કોઇનું મન દુખાવવું, પોતેજ પોતાને દુ ખના કુવામા નાખવા બરોબર છે. આજે જે કર્મને લીધે તુ એટલો મોટો થયો છે; તેજ કર્મ કાલે તને માટીમાં ભેળી દેશે, અને જે આત્માનો આજ તુ તિરસ્કાર કરી રહ્યા છે, તે વડેજ કાલે તારે તિરસ્કૃત થવુ પડશે "

ભરતનું હૃદય થોડા વખત સુધી એમ નક્કી ન કરી શકયું કે કોનું કહેવું ઠીક છે. અને સરળતાની વાત તેને ઠીક લાગી અને તેણે સુન્દરીને, નીચું મસ્તક રાખી, કહ્યું—

" બ્હેન ! મોહને વશ થઇ મેં તને દીક્ષા લેતાં રોકીને દુ ખ દીધું છે તેને માટે મને ક્ષમા કર. હુ અજ્ઞાનતાને વશ થઈને સમજી શકયો ન હતો કે તુ વૈરાગ્યના રંગમા એટલી બધી રંગાઇ ગઇ છે. હવે આનંદથી જા અને પોતાની ઈચ્છા પ્રમાણે ચારિત્ર ગ્રહણ કર "

ભરતની વાતે સુન્દરીના કરમાયલા હૃદયને પ્રફુલ્લિત કરી દીધુ ભરતના શબ્દ રૂપી પવને અન્તરાય રૂપી રાખમા ડટાયેલી દીક્ષા ગ્રહણ કરવાની–ભાવના રૂપી અગ્નિને પ્રજ્વલિત કરી દીધી, આનંદની ઉર્મિયો લહેરાવા લાગી. તે ક્ષણભરને માટે ભાન ભૂલી ગઇ, પણ બીજેજ ક્ષણે તેને પાછું જ્ઞાન થયુ, કેમકે તે જે વૈરાગ્યના માર્ગની મુસાફર હતી તેમા સુખ અને દુ ખ, ઈષ્ટ અને અનિષ્ટ બંનેનો એકજ સરખો દરજ્જો છે. વૈરાગીએ ઇષ્ટ વિયોગની માફક ઇષ્ટ–સંયોગમાં

પણુ પોતાના હૃદયને હાથથી ખોઇ દેવું ન જોઇએ સુન્દરી આ સર્વ વાતોને સમજતી હતી આથી તે પોતાના હૃદયને સભાળીને નમ્ર ભાવથી કહેવા લાગી —

"ભાઇ, આપનો કઇ અપરાધ નથી મારા કર્મની ઉદયાવલીએ મને આજ સુધી એવી હાલતમા રાખી નિકાચિત કર્મની ભોગાવલી ભોગ્યા વિના કદી કોઇ જીવનો છુટકારો થતો નથી અત્યાર સુધી મારે ચારિત્ર-ગ્રહણનો સમય આવ્યો ન હતો, એટલા માટે હુ ચારિત્ર ગ્રહણ કરી શકી ન હતી આપે જે કઇ કર્યું તે સારૂ જ હતુ, કેમકે લોભાવનારા રાજ્ય મહેલમા રહીને મારા વૈરાગ્યની સારી રીતે કસોટી થઇ ગઇ હવે મને કોઇ પણ જાતનો ભય ન રહ્યો મારો આત્મા દરેક રીતે વૈરાગ્ય ગ્રહણ કરવા ને યોગ્ય થઇ ગયો આપ હૃદયને દુઃખી ન કરો જે કઇ થયુ તે કર્મના ઉદયથી થયુ, એમા દુખ કેવુ ?"

*   *   *   *

સુન્દરી દીક્ષિત થઇને વન ઉપવનમા ફરતી હજારો જીવોને પોતાના આચરણ અને ઉપદેશ વડે ધર્મનો માર્ગ દેખાડતી અને આત્મકલ્યાણ કરતી હતી એક વખત તેણે સાભળ્યુ કે તેના મોટા ભાઇ ઘોર-કઠણ તપશ્ચર્યા કરી રહ્યા છે, પણ શલ્યને કારણ તેને વાસ્તવિક જ્ઞાન-કેવળ જ્ઞાન-ઉત્પન્ન થતુ નથી વિચાર કરવાથી જણાયુ કે તેના હૃદયમા અભિમાન છે તે એમ સમજે છે કે, તેનાથી ન્હાના ન્હાના લોકો જે દીક્ષિત થઇ ગયા છે, તેમની આગળ પોતે માથુ કેવી રીતે ઝુકાવે ? સુન્દરી પોતાના ભાઇના આ અભિમાનને દૂર કરવાનો વિચાર કરી, બ્રાહ્મીને સાથે

જૈન-સતી-રત્ન



દેવી સુંદરી અને બાહુબલી.

Krishna Press Bombay 2

લઇ બાહુબલિની પાસે ગઇ અને તેમને કહ્યુ —" મહાત્મા, ગજરાજની સવારીનો પરિત્યાગ કરો "

બાહુબલિના હૃદયમાં એ શબ્દો બાણ જેવા લાગ્યા. હૃદયમાં કેટલાએ દિવસનો સુતેલો અભિમાન જાગી ઉઠયો. તેમણે એકદમ આંખો ઉઘાડી. સામે પોતાની બ્હેનોને જોઇ તેઓ મિથ્યા કથનનો પ્રતિવાદ કરવાને તૈયાર થયા. એટલામાજ સુદરી બોલી ઉઠયા —

"અભિમાન રૂપી હાથીની સવારીને તજી સમતા-ભૂમિમા ફરવા માડો. સાધુઓને માટે અભિમાન શા કામનો છે ? જરા પોતાની પર્યાયનો વિચાર કરો જેવી રીતે તમે મનુષ્યયોની પહેલા પામી છે, તેવીજ રીતે બીજાઓએ સાધુપર્યાય તમારાથી પહેલા પ્રાપ્ત કરી લીધી છે ગૃહ-સ્થાવસ્થામા,–તમે ઘર સસારી હતા ત્યારે જેવી રીતે તેઓ તમને મોટા સમજીને નમસ્કાર કરતા હતા તેવીજ રીતે હવે સાધુ–અવસ્થામા તમે તેમને મોટા • મજીને નમસ્કાર કરો, જ્યા સુધી એમ ન કરશો ત્યા સુધી તમે ગમે તેટલુ તપશ્ચરણ કરો સૌ વ્યર્થ છે. કેવળ બાહ્ય કાય–કષ્ટથી -ઉપર ઉપરથી શરીરને દુખ દેવાથી કોઇને આત્મ સિદ્ધિ મળતી નથી આત્મિક આનદ પ્રાપ્ત કરવા માટે આનદના અટકાવનારા અભિમાન વગેરેનો નાશ કરવો ઘણોજ જરૂ-રનો છે સોચો, ગભીરતા પૂર્વક વિચાર કરીને જુઓ અને અભિમાન રૂપી કુતરાને ઠોકર મારીને હૃદયમાથી કાઢી મૂકો."

સુન્દરીની શબ્દરૂપી ઔષધિએ અભિમાન–રૂપી રોગ મટાડવામાં રામબાણનું કામ કર્યું. અભિમાન નષ્ટ થયો. મનથી તેમણે સર્વને પ્રણામ કર્યો. તેઓ ઇચ્છતા હતા કે

પોતાની બ્હેનના ચરણોમા પડી જાય એટલામાજ અભિ-
માન નષ્ટ થવાથી તેમને કૈવળજ્ઞાન થઇ ગયું આકાશમાં
દુંદુભિ વાજવા લાગ્યા અને દેવોએ ફૂલોની વર્ષા કરી

સુંદરી પોતાનુ કામ સફળ થયું સમજી મનમાં ને
મનમાં પ્રસન્ન થયા અને કેવળી બાહુબલીને પ્રણામ કરી
પોતાની આત્મસિદ્ધિ માટે પોતે પણ કૈલાસ પર્વતપર
ચાલ્યાં ગયાં.



# કુમારી ચંદનબાળા

ચંપાપુરીના રાજા 'દધિવાહન' ઘણાજ ધર્માત્મા અને પ્રજાપાળક હતા. તેમની રાણી ધારિણી પણ સારી રીતે શ્રીધર્મનું પાલન કરનારી હતી રાણી મોટા મનની અને ભોગોપભોગથી વિરક્ત-ઉદાસ રહેનારી હતી એનીજ કૂખથી આ આપણી ચરિત્રનાયિકા કુમારી ચંદનબાળાનો જન્મ થયો હતો જન્મ થયો તે વખતે માતાપિતાએ એનુ નામ વસુમતિ રાખ્યું હતું. પાછળથી ધનાવાહ શેઠે એનુ નામ બદલીને ચંદનબાળા પાડયુ હતુ એણે પોતાનુ આખુ જીવન, કુમારી રહીને આત્મકલ્યાણ કરવામા ગાળ્યું હતુ

* * * *

"બાળકનું ભવિષ્ય પારણેજ પરખાય."

આ કહેવત પ્રમાણે ચંદનબાળા બાળપણથીજ વૈરાગીઓની માફક પોતાનુ જીવન ગાળતી હતી માતા ધર્મશાસ્ત્ર વાચતી ત્યારે તે ધ્યાન પૂર્વક સાભળ્યા કરતી હતી. સાધારણ બાળકોની માફક વિના કારણ પડયા પડયા રડયા કરવુ, નાની નાની વાતોને માટે હઠ કરી બેસવું વગેરે તે કદી કરતી ન હતી.

જ્યારથી તેને ભણવા બેસાડવામા આવી ત્યારથીજ તે ધ્યાન પૂર્વક ભણવા લાગી હતી ધાર્મિક ગ્રથો વાચવામાં તેનુ મન ઘણુજ લાગતુ હતુ. ગુરુજી જે કઇ શીખવાડતા

હતા તેને તે સારી રીતે સમજી લેતી હતી, અને ખૂબ મનન-ઉંડા વિચાર કરીને તે સિદ્ધાન્તો-નિયમો હૃદયમાં બેસાડી લેતી હતી એટલુજ નહિ તે તેમને આચરણુમા પણ મુકતી હતી અને દુનિયાને બતાવતી હતી કે ખરેખર જ્ઞાન મેળવવુ કોને કહે છે !

ચદનબાળા વિશેષ સમજવા યોગ્ય થઈ ત્યારે તે એક યોગીની માફક પોતાનુ જીવન ગાળવા લાગી વ્રત, ઉપવાસ, જપ, સયમ, સ્વાધ્યાય, પ‌ ‌પકાર વગેરે જે ‌નુષ્યના ઉત્તમ ગુણો છે તેમને તે વ્યવહારમા લાવવા લાગી તેના જીવનક્રમથી એવુ જણાતુ હતુ કે પૂર્વ ભવમા તે આત્મા કોઈ યોગી હતો, જે કાળના મુખ‌ ‌ા કોળીઓ બની થોડા દિવસોને માટે પોતાની ગતિ ભૂલીને બેસી ગયો હતો હવે પાછો તે પોતાની ચાલ ચાલવા લાગી ગયો છે અથવા એમ કહેવુ જોઈએ કે સમ્યક્‌દર્શન સમ્યક્‌જ્ઞાન અને સમ્યક્‌ચારિત્રરૂપી ઝવેરાતની ગણત્રી કરતા ભૂલી ગયો હતો, તે ફરીથી ગણવા લાગ્યો છ સ્વાધ્યાય કરવુ અને ગૂઢ-ઉડા તત્ત્વોનુ મનન કરવું બસ એજ વાતો તેને ગમતી ‌ ‌ની

ચદનબાળા ૧૬ વર્ષની થઇ ગઈ જવાની ફૂટી નીકળી ‌ ‌ ‌ ‌ની માફક તેનું મુખમડળ વિકસિત થઇ ગયુ, રાજકુમારરૂપી ભ્રમરો ગુલાબના રસનો આસ્વાદન કરવા માટે ગુજાર કરવા લાગ્યા, તેના નેત્રોને જોઈ બિચારા કમળ દિવસમાજ કરમાવા લાગ્યા, સુદર ભુજાઓને જોઇને હાથીની સૂડનો ભ્રમ થવા લાગ્યો. તેના ઓષ્ઠ જોઇને લોકો હિંગલોના ભ્રમમાં પડવા લાગ્યા, ચાલ જોઈ હંસ શરમાવા

લાગ્યા. સંભવ હતો કે દુનિયાનું ,આ અનુપમ રત્ન કોઈના હૃદયની શોભામાં વધારો કરત, સંભવ હતો કે કોઇ આ અનુપમ પુષ્પને પ્રાપ્ત કરી પોતે પોતાને ભાગ્યશાળી બનાવત, પણ એવુ ન થયુ. પ્રકૃતિ-કુદરત કંઇ બીજુજ ઇચ્છતી હતી, તેણે નાટકનું સીન બદલ્યું અને થોડાજ વખતમાં કંઈનું કંઈ થઇ ગયું.

*  *  *  *

કોશાંબી નગરીના રાજાની સાથે દધિવાહનનો કંઇ કારણસર ઝગડો થઇ ગયો એટલા માટે શતાનીકે એક દિવસ અચાનક રાત્રિને વખતે આવીને નગર પર હલ્લો કરી દીધો દધિવાહને પોતાની શક્તિ પ્રમાણે યુદ્ધ કર્યું, પરન્તુ ઓચિંતો હુમલો થયો હતો તેથી તેને પરાસ્ત થઇને અંતે પોતાની જીવન-લીલાને સમાપ્ત કરવી પડી મારયો હારીને ગયો. રાણી ધારિણી અને ચંદનબાળા એક સેનાપતિને હાથે ચઢી ગયા અને તે એમને લઇ ગયો

*  *  *  *

અંગ્રેજ વિદ્વાન શેક્સપીયરનુ આ કથન ઠીક છે, કે "Beauty provoketh thieves sooner than gold."

અર્થાત્ સૌંદર્ય ચોર લોકોને સોના કરતાં જલ્દી ( ચોરી કરવા માટે ) ઉત્તેજિત કરે છે. અહિં પણ એમજ થયુ, ચંદનબાળાની માતા ધારિણી પોતાની પુત્રીથી પણ વધારે સુંદર હતી. સેનાપતિ બંનેને રથમાં બેસાડીને લઇ જઇ રહ્યો હતો. માર્ગમા ચાલતા ગરમીથી ગભરાઇ જવાને લીધે સઘન વૃક્ષો અને વેલોથી છવાયલા એક સુંદર

સ્થાનમા—જ્યા પાસેજ એક પાણીનો ઝરો પણ હતો—તે રથ છોડી શાન્ત થઇને બેઠો. ચદનબાળા અને ધારિણીને પણ રથથી ઉતારીને તેણે એક વૃક્ષની છાયામાં બેસાડી દીધા

દુ ખથી સંતપ્ત-ઘભરાયેલી ચંદનબાળાને શીતળ પવન લાગવાથી નિદ્રા આવી ગઇ. ધારિણી પોતાના ભાગ્યને દોષ દેતી બેઠી હતી તેના મુખની શોભા ઘણીજ સુદર લાગતી હતી. શોકથી મુર્ઝાયેલી તેની મુખમુદ્રા એવી લાગતી હતી, જાણે સાક્ષાત મેઘાચ્છાદિત—વાદળાથી છવાયેલો ચદ્રજ જગલમા આવી બેઠો છે. આ ચદ્રના સેનાપતિએ દર્શન કર્યા તેના શરીરમાં કામરૂપી વીજળી પ્રસરી રહી. તે હસતો હસતો રાણીની સામે આવ્યો અને બોલ્યો –

" રાણી, વૃથા ઉદાસ શા માટે થાઓ છો ? ભાગ્ય જેવી દશામા લાવી મૂકે છે તેમાજ રહીને પ્રસન્ન રહેવુ મનુષ્યનુ કર્ત્તવ્ય છે "

રાણી—" ભાઇ ! તમે ઠીક કહો છો, પરન્તુ મનુષ્ય સ્વભાવ કેવી રીતે બદલી શકાય ? સામાન્ય મનુષ્યોને તો ભાગ્યનું પરિવર્તન ચિંતિત કે સુખી બનાવેજ છે "

ભાઇ શબ્દ સાભળીને સેનાપતિ ચમક્યો. તેના કાનમા આ શબ્દ તીર જેવો ખુંચ્યો કેટલાએ વિચારોના ઉતાર ચડાવમા ક્ષણ વારને માટે તે નિસ્તબ્ધ હાલ્યાં ચાલ્યા વગર ઉભો રહ્યો. પછી બોલ્યો —" રાણી, ભાઇ બેનનો નાતો અમારે નથી જોઇતો. જુઓ પ્રકૃતિ કેટલી શાન્ત અને શોભીતિ છે ? વન કેવુ મનોહર છે ? એવા સ્થાનમાં આવો આપણે ઘડીભર આનદ કરીએ. આ મનુષ્યજન્મ આનદ કરવા માટે છે. "

રાણીઃ—" કયો આનંદ ? આનંદ હરેક વખતે આપણી સાથે છે, આપણી અંદર છે. આનંદ શી વસ્તુ છે ? કંઇ નથી. આનંદ કે દુઃખ આપણા વિચારોથી ઉત્પન્ન થાય છે. એ માનસિક વિકાર છે. જુઓ. આ શાન્ત પ્રકૃતિ શું શીખવે છે ? એજ કે અમે પણ એની માફક પવિત્ર અને શાન્ત રહીએ, નિર્મળ અને શુદ્ધ રહીએ. જુઓ . . " સેનાપતિ વચ્ચેજ બોલી ઉઠયોઃ—

" હા, આનંદ હર સમય આપણી સાથેજ રહે છે, અને એટલા માટેજ હું કહુ છુ કે આવો આપણે તે આનંદનો ઉપભોગ કરીએ. વાહ ! તે જુઓ નહિ, તમે નહિ જોઇ શકો. તમારા ઓષ્ટોમા અમૃત ભરેલું છે. આ અમૃત અવિનાશી–કદી નાશ ન થાય તેવુ છે કોઇ ગમે તેટલું અમૃતનું પાન કરે–પીયે, આ અમૃત ખુટતું નથી. રાણી ! હું તરસ્યો છુ, હુ સતપ્ત થઇ રહ્યો છું. મને અમૃતપાન કરવા દો. આવો આનંદનો ઉપભોગ કરીએ."

રાણી —" ભાઈ ! હુ જોઉ છું કે તમારી બુદ્ધિ લન થઇ ગઇ છે કયા મારૂં મુખ, જેમાં રક્ત, રાધ, શુક્ર અને માસ વગેરે ભ્રષ્ટ પદાર્થો ભરેલા છે અને ક્યા શાન્તિદાયક ચંદ્ર ! મારા ઓષ્ઠોમા અમૃત ! છટ ! ભાઇ ભ્રમ થયો છે. તમારે માટે એમાં અમૃત નથી તમારે માટે એમા ઝેર છે–તડફડાવીને પ્રાણ કાતિલ ઝેર છે. ।, એમા અમૃત પણ છે. પરન્તુ કોને માટે ? કેવળ ચંપાપુરાધિનાયક દધિવાહનને માટે. તમે તરસ્યા છો ? જાઓ પાણી પી આવો. પાસેજ સુંદર

ઝેરા છે. નિર્મળ જળ પીને શાંત થાઓ. જો શુંકનેજ તમે અમૃત માનો છો, શુંક ચાટવુંજ અમૃત પાન સમજો છો, તો ઘેર જાઓ, તમારી સતી સ્ત્રી તમારી ઇચ્છા પૂર્ણ કરશે."

"એવા તત્ત્વજ્ઞાનથી શો લાભ? અમૃત સદા અમૃતજ રહે છે. તે વિષ બનતુ નથી. હુ શુંક ચાટવા ઇચ્છતો નથી. અમૃતપાન કરીશ તમારા અધરોમાં અમૃત છે પીવા દો અને શાંત થવા દો." એમ કહી સેનાપતિ આગળ વધ્યો.

રાણી એકદમ ઉભી થઇ ગઇ, અને આવેશમા આવીને બોલી—"મૂર્ખ! પાપાત્મા! દૂર રહે! સમજતો નથી કે અમૃતફળથી સંયોગ કરનારો પદાર્થ કદી કડવો હોતો નથી શુ તુ જોતો નથી કે મારી જબાનથી નીકળેલા શબ્દો આ ઓષ્ઠોના સંસર્ગથી-અડવાથી કેટલા કડવા થઇ ગયા છે"

"નહિ, આ શબ્દો કડવા નથી. બલકે મધથી પણ મીઠા છે." એમ કહીને સેનાપતિએ ધારિણીનો હાથ પકડી લીધો. ધારિણીનો ક્રોધ ભડકી ઉઠયો તેણે એક ઝટકો મ રી પોતાનો હાથ છોડાવ્યો હરિણીની માફક કૂદીને દૂર જઇ ઉભી અને બોલી—"નરાધમ! ચાંડાલ, નગરની, વહુ દીકરીઓનો ધર્મભ્રષ્ટ કરવાને માટેજ શુ તને સેનાપતિની પદવી અને ફોજની સત્તા મળી છે? દુષ્ટ! વાસનાઓના ગુલામ! તારા જેવા ગુલામને કોણે સેનાપતિ બનાવ્યો છે? શું તું એવીજ રીતે પોતાના નગર અને દેશની રક્ષા કરે છે? પ્રજાનો માલ ખાઇને પ્રજાને સતાવવી અને તેની આબરૂ લેવીજ શુ તેં પોતાનુ કર્ત્તવ્ય માની રાખ્યુ છે? યાદ રાખજે કે આ ક્ષત્રીની દીકરી તારા કાબુમા આવનારી નથી!"

"સારૂ, હું જોઉં છુ કે તારામા કેટલી શક્તિ છે?" એમ કહેતા કહેતા સેનાપતિએ દોડીને ધારિણીને પકડી લીધી. બનેમા થોડી દેર સુધી ઝપાઝપી થઇ અંતે એક જોરનો ધક્કો લાગવાથી ધારિણી ભૂમિપર જઇ પડી. સેનાપતિની કટાર પણ મ્યાનમાથી જમીન પર સરી પડી ધારિણીએ ઝટ કટાર ઉઠાવી લીધી ઉઘતા માણસને જેમ પથારી મળવાથી પ્રસન્નતા થાય છે તેવીજ રીતે ધારિણીને કટાર મળવાથી કાઇક સંતોષ થયો અને તે અટ્ટહાસ કરતી બોલી —

"ઓ નરાધમ! લે! હવે આ શરીરને છાડીને આત્મા જાય છે, પછી રક્ત-માસથી ભરેલા આ [illegible] તુ અમૃતનુ પાન કર[illegible] અને તારી તરસ મટાડજે હુ સમજુ છુ કે આ આત્મહત્યા કરવી મહાન પાપ છે શાસ્ત્રો પણ આત્મહત્યા [illegible] ને નરકના અધિકારી બતાવે છે, પરન્તુ વિશ્વા[illegible], [illegible] કરતા હું નારકી બનવુ વધારે સારૂ સમજુ છુ [illegible] પોતાના [illegible],— [illegible] જેવડો એ તેમનો [illegible] હતો [illegible] સર્વસ્વ તમારી છુ હવે [illegible] પર કોઇનો અધિકાર નહિ થશે [illegible] વચનને નિભાવીશ, પોતાના પ્રેમ, પોતાના વચન અને પોતાના શીયળને માટે નરકમા જવુ સારૂં લાગે છે ઓ શીયળના લુટારા! ઓ ધર્મના ડાકુ! લે જાઉં છુ. આવ અને મારી શકિત જો!"

ધારિણીએ પોતાના પેટમા કટાર ભોકી લીધી અને મૃત્યુને હસતી હસતી માનવ લીલા સમાપ્ત કરીને ચાલી

ગઇ સેનાપતિની આંખો સામે અંધારૂ છવાઇ રહ્યુ તે ચિત્રવત્ ઉભો રહી ગયો. તેના હાથપગ કાઠની માફક થઈ ગયા ચંદનબાળા પણ ગડબડ સંભળી જાગી ગઈ હતી અને દુઃખથી આતુર થઇને બેઠી બેઠી સઘળું જોઈ રહી હતી જ્યારે તેણે ધારિણીને પેટમાં કટાર મારતી જોઈ ત્યારે તે કાંપી ઉઠી અને એક ચીત્કાર કરી બેભાન થઇ ગઈ.

કેટલાક ક્ષણ પછી સેનાપતિને ભાન આવ્યુ. દુષ્ટે ધારિણીના શરીર પરથી સઘળા દાગીના ઉતારી લીધા અને બેભાન થઈ પડેલી ચંદનબાળાને રથમા નાખીને પોતાના ઘરનો રસ્તો લીધો

*　　　　*　　　　*

ચૌટામા ભીડ થઇ રહી હતી એક કોમલાંગી ષોડશી-સોળ વર્ષની કન્યા દાસીની માફક વેચાવાની છે, આ વાતની જાણ [illegible] જારો યુવકો ત્યા એકઠા થઇ ગયા હતા બોલી બોલાવા લાગી સૌથી વધારે મોટી રકમ આપવાની બોલી એક વેશ્યાની થઇ લિલ્લાઉં કરનારાએ મોટા અવા[illegible] પાડી કહ્યુ —"અમુક વેશ્યાની ૫૦૦ મહોર ! વધે તે પ્રાપ્ત કરે અને માલ લઇ ઘેર જાય." એથી વધારે રકમ બોલવાની કોઇએ હિમ્મત કરી નહિ.

ચોતરફ શાન્તિ છવાઇ રહી ચંદનબાળાના હૃદયમાં ભવિષ્યની ભયંકર દશાના વિચારથી દુઃખાગ્નિ ભડકી ઉઠયો; તેનુ ચિત્ત ચંચળ થઇ ગયુ, તે દયામણે ચહેરે આમ-તેમ જોવા લાગી, જાણે તેની આખો લોકોને વિનવી રહી હતી કે આ શરીરને નરકથીએ બુરા વેશ્યાના ઘરમાં જવાથી બચાવી લે, પરન્તુ કોઇએ તેની પ્રાર્થના પર ધ્યાન

આવ્યુ નહિ. આંખો નિરાશ થઇને પાછી ફરી આવી અને મોતી વરસાવતી લિલ્લાઉં કરનારા તરફ જોઇ રહી.

લિલાઉં કરનારો બોલ્યો —" પાચસો મોહોરો એક, પાચસો મોહોરો દો વધો ભાઇઓ વધો, એવો ઉત્તમ માલ વારવાર મળવાનો નથી. "

બીજી બોલી બોલાઇ. ચંદનબાળાના કાળજામા મોટી ફાળ પડી તે એક કરુણાજનક ચીત્કાર,—' ઓ પ્રભો રક્ષા કરો ! " કરી બને હાથોથી મુખ છુપાવી, ભૂમિપર બેસી ગઇ ધર્માત્મા લોકોની આખમા પાણી આવ્યુ. તેઓએ નિસાસા નાખ્યા. બધુએ થયુ, પણ કોઇએ એ સાહસ ન કર્યો કે તે વધારે રકમ બોલીને ચંદનબાળાને પોતાને ઘેર લઇ જતો અને તે પવિત્ર કન્યાની પવિત્રતાની રક્ષા કરતો

જે ચંદનબાળા હજારો દાસીઓની સ્વામિની હતી, જેના આખના ઇશારાપર હજારો માણુસો પોતાનો પ્રાણ આપવા તૈયાર રહેતા હતા, હાય ! તેણેજ પોતાનુ રાજ્ય ભ્રષ્ટ થતા જોયુ, માતાને ધર્મનુ રક્ષણ કરવા માટે પ્રાણ આપતાં જોઇ અને તે પોતે પણ આજે દાસી બનવા માટે વેચાઇ રહી છે. કર્મ ! તારી ગતિ વિચિત્ર છે ! કોઇ કવિએ ઠીક કહ્યું છે કે —

" દિનનકે ફેરતે સુમેરુ હોત માટીકો. * "

ચંદનબા ! ખાલી ન ગઇ થોડી વાર

* દિવસોના ફરવાથી સોનાનો પર્વત પણ માટીનો થઇ જાય છે.

સુધી હજારો મનુષ્યોથી ભરેલું સ્થાન નિસ્તબ્ધ બની રહ્યું. એટલામાં ધનાવાહ નામે એક ધર્માત્મા શેઠ ત્યાં આવી લાગ્યો અને ચંદનબાળાની સર્વ હકીકત જાણી તેણે વિશેષ રકમ બોલી દીધી. આથી ચંદનબાળાનું લિલ્લાઉ તેને નામે ચડી ગયું.

શરીર અને સંસારનું ભાન ભૂલેલી ચંદનબાળા મુખ છુપાવી બેઠી હતી અને પરમાત્માનું ધ્યાન કરવા લાગી હતી તેને જણાયું નહિ કે શું થઈ રહ્યું છે! શેઠે રૂપીઆ ગણી આપ્યા અને ચંદનબાળાની પાસે જઈને કહ્યું —

"પુત્રી! કંઈ ચિંતા ન કરીશ તારૂં કોઈ પણ રીતે કંઈ બગાડ થવાનું નથી ઉઠ, મારી સાથે ઘેર ચાલ"

આ મધુર શબ્દોએ ચંદનબાળાના હૃદયમાં શાંતિ જળનું સિંચન કર્યું તેણે માથું ઉંચકીને જોયું તેને લાગ્યું કે ખરેખર તેનો વિછડેલો પિતાજી પોતાની દુઃખી પુત્રીને ધીરજ આપીને તેને ચાહવા માટે કહી રહ્યા છે તે ઉભી થઈ અને શેઠની સાથે તેને ઘેર ચાલી ગઈ

શેઠે પોતાની સ્ત્રી મૂળાને જઈને કહ્યું —' પ્રિયે! આપણે કંઈ સંતાન નહોતું, ભાગ્યથી આજે આ દીકરી મળી ગઈ છે પોતાની પુત્રીની માફક તું એની સાથે વર્તજે અને એને કોઈ જાતનું દુઃખ ન થાય એ વાતની ખબરદારી રાખજે"

માણસનું હૃદય ઘણુંજ વિચિત્ર હોય છે. સ્ત્રી જ્યારે પોતાના હૃદયાધારને કોઈ બીજી સ્ત્રીની સાથે હસતા કે વાત કરતા જુએ છે, તો તેના હૃદયમાં દુઃખ ઉત્પન્ન થાય

છે, અને તે તે સ્ત્રીની સાથે ઈર્ષ્યા–અદેખાઇ કરવા લાગી જાય છે

એવીજ રીતે પુરુષ પણ જો પોતાની પ્રાણપ્રિયાને કોઇ બીજા પુરુષની સાથે હસતા કે વાતચીત કરતા જુએ છે, તો તે પુરુષથી તે ઈર્ષ્યા કરવા લાગે છે તપાસતાં જણાય છે કે એનું કારણ અવિશ્વાસ હોય છે બનેને એક બીજાપર સદેહ ઉત્પન્ન થાય છે, અને આ સદેહથી બનેને કેટલુ દુખ સહન કરવુ પડે છે? કેટલી માનસિક પીડા ભોગવવી પડે છે એ વાતને તો ફકત તેઓજ જાણી શકે છે, કે જેમને એવા પ્રકારની વાતો અનુભવમા લાવવાનો અવસર મળ્યો છે બીજાઓ નહિ અસ્તુ

મૂલાના હ્રદયમા પણ આ સદેહે ઘર કર્યું. ચંદનબાળાના વિકસિત અને સુદર મુખને જોઈને તેનું હ્રદય ઈર્ષ્યાથી બળવા લાગ્યુ. તેને વિશ્વાસ થઈ ગયો કે કોઇ ન કોઇ દિવસે આ મનોહર આકૃતિ મારૂં સુખરૂપી ધન લૂટી લેશે. તેના હ્રદયમા તો ઘણોએ ક્રોધ આવ્યો પણ તેને તેણે દાબ્યો. પ્રકટમા તે એકે શબ્દ વિરૂદ્ધ ન બોલી, એટલુજ નહિ પણ પતિની આજ્ઞાનુસાર તેણે ચદનબાળાનો સારો આદર–સત્કાર કર્યો

* * * *

ધનાવાહ અને ચદનબાળાના પ્રેમની પ્રતિદિન અભિવૃદ્ધિ–વધારો–થવા લાગી. સવારે ઉઠીને નિત્ય ક્રિયાઓથી પરવારી શેઠ અને ચંદનબાળા શાસ્ત્ર–સ્વાધ્યાય કરતા હતાં, તત્ત્વ ચર્ચા કરતા હતાં ચદનબાળા તત્ત્વચર્ચામા જ્યારે પોતાની અસાધારણ બુદ્ધિમત્તાનો પરિચય આપતી ત્યારે

શેઠ મનમાં ને મનમાં ઘણાજ પ્રસન્ન થતા અને પોતાના ભાગ્યના વખાણ કરતા કરતા વિચારતા કે જો એવી બુદ્ધિમતી અને ધર્મિણી બાલિકા મારે ઘેર ઉત્પન્ન થઇ હોત તો કેવુ સારૂં થાત ?

જે જેની શોધ કરે છે, તેને તેજ મળે છે ઉંચા સ્વભાવના મનુષ્ય પ્રત્યેક પદાર્થમાંથી ભલાઇજ ગ્રહણ કરે છે, તેમને દરેક સ્થાનમા સાચુ સ્વરૂપજ દેખાય છે, એનાથી ઉલટુ હલકા સ્વભાવના જીવો હમેશા ભલાઇમા બુરાઇ, પવિત્રતામા અપવિત્રતા, ચોકખા વર્તાવમા કપટ અને નિર્મલ પ્રેમમાં વાસનાના દર્શન કર્યા કરે છે. અને જ્યારે કોઇ કોઇના ચાડા ખોળવામા લાગી જાય છે, ત્યારે તો તેની વાતજ શી છે ? તેને તો સામાવાળાના પ્રત્યેક કામમાં બુરાઇજ દેખાયા કરે છે મૂલા પણ દરેક વખતે આજ ધુનમા રહેતી હતી કે તે કદી કઈ એવી વાત જુએ તો ચંદનબાળાથી બદલો લે તેણે પોતાના હૃદયના વિચારો પોતાની એક બે વૃદ્ધા દાસીઓને કહ્યા હતા અને તે દાસીઓએ પણ,-જેવો સર્વસાધારણનો નિયમ છે,-મૂલાની હા મા હા મેળવી હતી

* * * *

સૂર્ય ઉગ્યે એક કલાક વીતી ચુકયો હતો આતાપ -તડકો હજી પ્રખર-તેજ થયો ન હતો. મૂલા દર્શન કરવા માટે ગયેલી હતી. ચંદનબાળા સ્નાન કરી અગાસી પર બેઠેલી કોઇ ગ્રંથ વાચી રહી હતી તેના વાળ વિખરાયલા પીઠ પર પડયા હતા સૂર્યની કિરણો તેમા ચમક ઉત્પન્ન કરતી હતી તેજ વખતે ધનાવાહ મંદિરથી પાછો આવ્યો. તેણે ચંદન-

બાળાના સ્વચ્છ અને પવિત્ર મુખના દર્શન કર્યાં. ચંદનબાળા પોતાના વાચવામા એટલી તલ્લીન હતી કે તેને શેઠના આવવાની કંઇ પણ ખબર ન પડી શેઠ એકી નજરે તેના નિર્મળ મુખકમળને જોવા લાગ્યો, હૃદયમા પિતૃ–પ્રેમે જોર કર્યો, સ્નેહની ભાવનાઓ પ્રબળ થઇ, તેણે પુત્રીની માફક જઇને ચંદનબાળાનું માથું સૂંઘ્યુ

રાણી ધારિણીના મરણ પછી ચંદનબાળાને કદી એવી જાતનો પ્રેમ મળ્યો નહતો એટલાજ માટે તેણે બધું ભૂલી જઇ શેઠને ખભે પોતાનું માથું મૂકી દીધું.

એક સંતાન વગરનું માણસ જ્યારે કોઇને સંતાનની માફક ગળે લગાવે છે, એક પિતૃ–વિહીન–માતા પિતા વગરનું માણુસ જ્યારે કદી માતા અથવા પિતા સમજીને કોઇને ગળે વળગે છે, ત્યારે તેમને જેટલો અનિર્વચનીય–કહી ન શકાય તેવો આનન્દ થાય છે, એથી પણ વધારે આનંદ તે વખતે શેઠ અને ચંદનબાળાને થયો હતો તેઓ તે વખતે પોતાના સ્નેહના આનંદમા એટલા મગ્ન થયા કે તેમને કંઇજ ભાન ન રહ્યુ તેઓ ઘર ભૂલી ગયાં, બાહર ભૂલી ગયા, જમીન ભૂલી ગયા, આસમાન ભૂલી ગયા એટલુંજ શુ ? તેઓ તે વખતે ભુમંડળને અને પોતાને પણ ભૂલી ગયા.

તેઓ સૌ ભૂલી ગયા. તેમણે કોઇને નહિ જોયુ; પરન્તુ તેમને બીજુ જોઇ રહ્યુ હતુ. અગ્નિની ચણુગારીઓ વરસાવતી બે આંખો એમને તાકીને જોઈ રહી હતી. વધારે વખત સુધી મૂલા આ દેખાવ ન જોઇ શકી. તે હોઠ કરડતા બબડી,–" ઠીક છે. આજે પિતા પુત્રીનો ભેદ ખુલી

ગયો. આજે પવિત્ર પ્રેમનો ભંડો ફૂટી ગયો હવે જોઇશ કે આ ચંડાલણ મારા ઘરમા કેવી રીતે આરામથી દિવસો ગુજારે છે ?" મૂલા ત્યાથી ચાલી ગઇ

મૂલાનુ આ છેલ્લુ વાક્ય ચંદનબાળાને કાને પડ્યું. તેણે ચમકીને ઉચું જોયુ, મૂલાને જતી દીઠી તેનુ હૃદય બૂમ પાડી ઉઠ્યુ —" સાવધાન ! કોઇ આપત્તિ આવનાર છે " પણ તેને દૂર કરવાનો કંઇ ઉપાય ન હતો ચંદન-બાળાએ એક નિશાસો નાખ્યો ધનાવાહને કંઇપણ માલુમ પડ્યુ નહિ જ્યારે તેનુ સુખસ્વપ્ન તૂટ્યુ ત્યારે તેણે ચંદનબાળાને પોતાથી થોડેક દૂર ઉદાસમુખે ઉભી જોઇ તેણે આતુરતાથી પૂછ્યુ —"કેમ બેટા ! શી વાત છે ? ઉદાસ કેમ થઇ ગઇ ?"

તેણે મલકાતા ઉત્તર આપ્યો —' ક્યા ? હું તો કંઈજ ઉદાસ થઇ નથી "

ચંદનબાળાના હસતા ચહેરાને જોઇને શેઠને સંતોષ થઇ ગયો તેણે કહ્યુ —"બેટા ! હુ આજે બહાર ગામ જાઉં છુ, ત્રણ ચાર દિવસે આવીશ" ચંદનબાળાએ ઉત્તર આપ્યો —"આનંદથી જાવ પાછા વ્હેલા આવજો"

* * * *

' માતા પિતાનો વિયોગ થયો રાજ્ય મહેલની રહે-નારી સાધારણ ઘરમા રહેવા લાગી, આજ્ઞા કરનારી, આજ્ઞા-પાળક થઇ, દુષ્ટના ફંદામા ફસી, પશુની માફક ચૌટામા વેચાઇ, હવે કોણ જાણે શુ થવાનું છે ? ઓ પ્રભો ! રક્ષા કરો. જેને હું મારી માતા સમજું છું તેજ

મારી વિરૂદ્ધ થાય, પિતાના પ્રેમને વિષયલિપ્ત પ્રેમ સમજે ઓ દુનિયા! ઓ દુનિયા! તને આ શું સુજ્યું છે? માતા મૂલા! શકા ન કર પિતાને ખલે વિશ્રામ લેનારી પુત્રીને એવી રીતે પાપીષ્ઠા-પાપકર્મ કરનારી ન સમજ" બોલતાં બોલતા ચદનબાળાનુ ગળું ભરાઇ આવ્યું તેની આખોમાંથી ટપ ટપ કરીને આસૂના ટીપા પડવા લાગ્યા.

એટલામાજ મૂલા બે ચાર સ્ત્રીઓની સાથે આવી અને ચદનબાળાને પકડી એક સ્ત્રીને કહ્યુ -"એના માથાના સઘળા વાળ કાપી લો" બીજીને કહ્યુ —"એના પગમાં બેડી નાખી દો." સ્ત્રીઓ આજ્ઞાનુસાર કામ કરવા લાગી.

ચદનબાળાએ રડીને કહ્યુ —"મા, આ શું કરો છો?"

મૂલાએ ગુસ્સે થઇને કહ્યુ —"ચુપ ચડાલણ! બેટી થઇને શોકયનુ કામ કરી રહી છે, પુત્રી બનીને મારા સુખરૂપી ધન પર ધાડ નાખી રહી છે, હુ જે કરી રહી છુ ઠીકજ કરી રહી છુ, અને તને જે કાઇ મળી રહ્યુ છે તે તારા કામે નુ યોગ્ય ઇનામ મળી રહ્યુ છે"

ચદનબાળાએ પછી જબાન ન ઉઘાડો ચુપચાપ પોતાના ભાગ્યને દોષ દેતી આસુ સારતી રહી સ્ત્રીઓએ પોતાનુ કાર્ય પૂરૂ કર્યું અને ચંદનબાળા એક અધારા અને ગદા ઓરડામા, લઇ જઈ, બંધ કરી દેવામા આવી.

*　　*　　*　　*

ભલે દુશ્મન બને દુનિયા, ન સુમતિ સાથ તું તજજે;
કરમની છે કળા ન્યારી, દુખોથી ના કદી ડરજે,

કર્યું તું પૂર્વ કર્મો જે, મળ્યાં ફળ આજ તુજને તે,
સબૂરીથી સહી લેજે, અસ્થિરતા લેશ ના ધરજે,

"ઓ મન! ધીરજ ધર, શા માટે એટલુ ગભરાય છે? શા માટે બીજાઓને બુરા બતાવવાનો સાહસ કરે છે? શા માટે કોઇ પર વેરભાવ લાવે છે? પૂર્વભવમા તે વેર કર્યો હતો, તેનું જ ફળ આજે તને મળી રહ્યુ છે. આજે ફરીથી વેર લાવીને શું કરવા આગલા જન્મને માટે દુઃખ વ્હોરી લે છે? મૂલાએ તારૂ શુ બગાડ્યુ છે? કઈ નહિ આત્મ-સિદ્ધિનો માર્ગ ભૂલીને તુ સાંસારિક સુખોના માર્ગમા પડયો હતો, એટલા માટે માતા મૂલાએ તને ચેતાવવાને આ સૂચના આપી છે. ખબરદાર! ઓ દિલ! પોતાના ઉપકાર કરનાર તરફ બુરા ભાવ ઉત્પન્ન ન થવા દઈશ"

એવા પ્રકારની ભાવના ભાવતી અને પ્રભુનુ સ્મરણ કરતી ચદનબાળા પોતાના દિવસો ગુજારવા લાગી એક દિવસ વીત્યો, બીજો દિવસ પણ વીત્યો; પરન્તુ રાત વીતવી મુશ્કેલ થઇ ગઇ બે દિવસની ભૂખ અને તરસે તેને ઘભરાવી દીધી ગળુ સુકાવા લાગ્યુ. આખો ઉડી જવા લાગી. ચિત્ત ઘભરાઇ ગયુ ઘભરાઇને કોથળાપર પડી રહી. કોણ હતુ જે તે વખતે ચદનબાળાની દશાને જોઇને તેના દુખમા ભાગીદાર થાત? ત્યા હતી માત્ર ભીતો જેમણે ચદનબાળાને કેદ કરી રાખી હતી, ત્યા હતુ અધકાર, જે ચદનબાળાને કહી રહ્યું હતુ -" જો મારી સત્તા કેવી જબર્દસ્ત છે? હુ પ્રત્યેક માણસને, થોડાજ સમયને માટે કેમ ન હોય, મારા ખોળામા લીધા વિના નથી છોડતુ ચંદનબાળા! રાજમેહેલોમાં રહીને

તેં મને ભુલાવી દીધો હતો, માતાના ગર્ભથી નીકળતાંજ મારૂ ધ્યાન બીલકુલ છોડી દીધું હતું, એટલા માટે તારે મારા સામ્રાજ્યમા આવવુ પડયું છે સમજ! ઓ ચદન-બાળા સમજ! હમેશા ન કોઇ કદી પ્રકાશમા-સુખમાં જ રહે છે અને ન અધકારમા,-દુખમાં ”

શેઠ ધનાવાહ ત્રીજે દિવસે સવારમાજ પાછા ફરી આવ્યા. આવતાજ તેમણે પૂછયુ -“ ચદનબાળા કયા છે ?”

મૂલા તો પ્રથમથીજ ઘાટ ઘડીને બેઠી હતી તેણે ઉત્તર આપ્યો —“ ગઇ હશે ક્યાઇ મઝા મારવા, મને શી ખબર કે ચદનબાળા ક્યા છે ? ઘણા લાડ લડાવતા હતા બજારમા વેચાતી છોકરીઓનો શો વિશ્વાસ ? તેમને કંઇ કોઇની લાજ શરમ હોય છે ? જે દિવસથી આપ ગયા તેજ દિવસથી તેનો પત્તો નથી મે કહ્યુ હતું પણ મારી વાત સાભળી નહિ હવે કર્યાનું ફળ ભોગવો રૂપીઆ ગયા, છોકરી ગઇ અને સાથેજ બદનામ પણ થયા જો કયાક વ્યાપારમા લગાવ્યા હોત તો અત્યાર સુધી બમણો ફાયદો થયો હોત, માનસિક દુખથી બચત અને બદ નામીએ ન થઈ હોત.”

શેઠના હ્રદયમા મૂલાની વાતો તીર જેવી લાગી તેમના હ્રદયમા સેંકડો તરેહના સકલ્પ વિકલ્પ—વિચારોની ઉથલ પાથલ થવા લાગ્યા કદી વિચારતા શુ ખરેખર ચદન-બાળા ક્યાક ભાગી ગઇ ? ઠીક છે, સ્રીજાતિનો શો વિશ્વાસ ? કદી કહેતા હતા ના, ના, ચદનબાળા ભાગી શકેજ નહિ, તે ઉંધે રસ્તે કદી જશે નહિ. જેના હ્રદયમા ધર્મ—જ્ઞાન ઠુસી ઠુસીને ભર્યું છે, જ્ઞાનજ નહિ જેનુ ચારિત્ર

પણ જ્ઞાનની માફક ઉજળું છે; જેણે કોઇ દિવસ ઈશારાથીએ વિષયભોગની લાલસા-ઇચ્છા પ્રકટ કરી નથી તેને માટે એવો વિચાર કરવો કે તે કયાક ભાગી ગઇ છે પાપ છે. પાપ છે, એ તો ખરૂ, પણ તે ગઇ કયા ? એવી રીતે વિચારમા પડેલા શેઠ પોતાના પાડોશીઓના ઘરોમા જઇને ચદનબાળાનો પત્તો પૂછતા હતા, પરન્તુ કોઈ તેમને ચદનબાળાનો પત્તો બતાવતુ ન હતુ

આખરે એક ડાસીને જઇને શેઠે પૂછ્યુ ડાસીએ સવાલ કર્યો—'શુ તમે તમારા ઘરના બધા ઓરડાઓ તપાસી જોયા છે ?"

શેઠે ઉત્તર આપ્યો—"નહિ, ઘરના ઓરડાઓમા તે શા માટે છુપીને બેઠી હશે ?"

ડાસીએ કહ્યુ—"છુપીને બેઠી નહિ હશે પણ કદાચ તેને છુપાવવામા આવી હશે, કેમકે તમારી સ્ત્રી મૂલા તેનાથી ઘણીજ નારાજ છે, અને નારાજ થવાનુ કારણ માણસનો સ્વભાવ છે, તે તમો [illegible] પર સદેહ કરે છે"

આ વાત સાભળીને શેઠને ઘણો ગુસ્સો આવ્યો તેમણે ઘેર આવી સઘળા ઓરડા તપાસવા માડ્યા તપાસતા તપાસતા શેઠ આખરે તે અધારી ઓરડીમા જઈ પહોચ્યા જ્યા ચદનબાળા બેહોશ સ્થિતિમા પડી હતી ત્રણ દિવસની ભૂખી અને વળી હવાનુ નામ નહીં ચદનબાળા બેહોશ ન થઇ હોત તો બીજુ શુ થાત ? શેઠની સાથે એક દાસી પણ હતી. જે પ્રકાશ—અજવાળુ બતાવી રહી હતી.

દીવાના પ્રકાશમાં શેઠે ચંદનબાળની સ્થિતિ જોઈ; જલ્દીથી ચંદનબાળાને ઉચકીને તેઓ બાહેર લઈ આવ્યા.

આ તરફ શેઠ ચંદનબાળાને શોધવા માટે નીચેના ઓરડામા ગયા અને તે તરફ મૂલા ઉપરના બધા ઓરડા જેમાં ખાવા પીવાનો સામાન હતો અને જેમા સૂતાં બેસતા હતા—બંધ કરીને કોઇ પાડોશીને ત્યા જઇ બેઠી

બાહેર આવીને શેઠે જોયું કે સઘળા ઓરડા બંધ છે તેમને મૂલા પર ઘણોજ ક્રોધ આવ્યો, પરન્તુ તે વખતે ક્રોધ કરીને શુ કરવાના હતા? તે વખતે તો ચંદનબાળાને ભાનમા લાવવાની જરૂરત હતી આથી તેમણે દાસીને પાણી લાવવા માટે મોકલી પાણી આવ્યુ મુખપર પાણીના છાંટા લાગવાથી અને ઠંડા પવનથી ચંદનબાળાને જરા ભાન આવ્યુ, તેણે આંખો ઉઘાડી. તેનુ હૃદય પ્રસન્નતાથી ખિલી ઉઠયુ અને જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ તે વધુ ને વધુ ચેતના—અવસ્થામા આવતી ગઈ

શેઠે પૂછ્યુ:—“બેટા! તારી આવી હાલત શાથી થઇ?”

ચંદનબાળાએ બોલવા ધાર્યું, પરન્તુ ગળુ સુકાઈ જવાથી કાંટા પડ્યા હતા એટલે તે બોલી ન શકી આથી તેણે પોતાને કપાળે હાથ મૂક્યો અર્થાત્ તેણે બતાવ્યુ કે એવી હાલતમા પહોંચાડનાર કર્મ છે

શેઠે ચંદનબાળાના કંઠમાં પાણી નાખ્યુ તેણે વાત-ચીત શરૂ કરી, પ્રેમ ભાવોની ઉષ્ણતા–ગરમી, સાફ હવા અને શીતળ જળથી ચંદનબાળાના શરીરમા શક્તિનો સંચાર થયો તે બેઠી થઇ

શેઠે દાસીને કઇ ખાવાનુ લાવવાને કહ્યુ દાસીને

બીજો કોઈ પદાર્થ ન મળ્યો, પણ બાફેલા અડદ મળ્યા તે તે [illegible] એક પડામાં નાખી લઈ આવી અને ચંદનબાળાને ખાવા માટે આપી દીધા

અતિથિને ખવાડ્યા વગર પોતે ખાવું નહિ એ ગૃહસ્થોનો ધર્મ છે શાસ્ત્રોમા લખેલું છે કે—

"न वै स्वय तदश्नीयादतिथि यन्न भोजयेत् ।
धन्य यशस्यमायुस्यं स्वर्ग्य चातिथि भोजनम् ॥

ભાવાર્થ—ગૃહસ્થાશ્રમીઓએ અતિથિને ભોજન કરાવ્યા વગર ભોજન કરવુ ન જોઇએ. અતિથિ સત્કાર એ યશ, લક્ષ્મી, દીર્ઘાયુ-લાબી આવરદા અને સ્વર્ગીય આશીર્વાદને આપનારૂ ઉત્તમ વ્રત છે.

ચંદનબાળા આ શાસ્ત્ર-આજ્ઞા ઉપર માત્ર વિશ્વાસજ કરતી ન હતી પણ એની માફક આચરણ પણ કરતી હતી આથી તે સૂપડામા અડદના બાકળા લઇને દરવાજા પર ઉભી થઇ, કોઇ અતિથિની-સાધુની-પ્રતીક્ષા કરવા લાગી.

ભગવાન મહાવીરે અભિગ્રહ લીધો હતો કે હુ તે કન્યાના હાથે આહાર લઈશ જે રાજકન્યા હોવા છતાં દાસીની સ્થિતિમા હશે, પગમા જેને બેડી હશે, એક પગ બારણામા અને બીજો પગ બહાર હશે, રડતી હશે અને સૂપડામાં અડદના બાકળા લઈને આહાર આપવા માટે તે વખતે તૈયાર હશે કે જ્યારે અતિથિયોનો-સાધુ-આહાર લેવા આવવાનો વખત ગુજરી ગયો હશે."

ઘણા વખતથી મહાત્મા મહાવીર દરરોજ પોતાના બારેલા વખતે આહાર લેવા વસ્તીમાં જતા હતા;



ચંદનબાલાનું ભગવાન મહાવીરને આહારદાન

Krishna Press, Bombay 2

પરન્તુ અભિગ્રહ પ્રમાણે યોગ ન મળવાથી પાછા ફરી આવતા

પ્રભુ એક દિવસ પોતાના ધારેલા વખતે કૌશાંબી નગરીમાં ગયા ત્યાના મંત્રી સુગોત્રની ધર્મશાલિની પત્ની નંદાએ પ્રભુને આહાર લેવા માટે આમંત્રણ-નોતરૂ આપ્યુ, પણ અભિગ્રહ અનુસાર સામગ્રિયોનો-વસ્તુઓનો યોગ ન મળવાથી પ્રભુએ ગ્રહણ ન કર્યો, પછી કૌશાંબીના રાજા શતાનીકની પત્ની મૃગાવતીએ પ્રભુને આમંત્રણ આપ્યુ, પણ ધારેલા સંયોગોના અભાવે પ્રભુએ ત્યા પણ આહાર-ભોજન લીધો નહિ એટલા માટે મૃગાવતી અને નંદાને ભગવાનના નિરાહાર-ભુખ્યા રહેવાની ઘણીજ ચિન્તા થઇ અને સાથે સાથે તેમના હૃદયોમા આ વાત જાણવાની પણ ઉત્સુકતા ઇચ્છા વધી કે પ્રભુએ કયો અભિગ્રહ લીધો છે ? અને તે ક્યા રે થાય છે ?

તે દિવસે ભગવાન ફરતા ત શેઠ ધનાવાહના ઘર તરફ આવ્યા ચંદનબાળા મહાન યોગીનુ આગમન જોઇને આનંદિત થઈ અને તેણે ઉલ્લાસથી મહાત્માને નિમંત્રણ દીધું પ્રભુએ પોતાના અભિગ્રહ અનુસાર સર્વ સામગ્રિયો જોઇ, પણ આખોમા આસુ ન દેખાવાથી તેઓ આગળ જવા લાગ્યા ચંદનબાળાને આથી ઘણુંજ દુઃખ થયું તે "હાય દુર્ભાગ્ય !" કહીને રડી પડી. પ્રભુ તેને રડતી જોઇ આહાર લેવા માટે તેની પાસે ચાલ્યા ગયા.

ભગવાને પાચ મહિના અને પચ્ચીસ દિવસે આહાર લીધો. ચંદનબાળા મનમાંને મનમાજ પોતાના ભાગ્યને

વખાણુવા લાગી આકાશમા દુદુભિ વાગ્યા. દેવોએ ધના-વાહના ઘરપર સોનાનો વરસાદ વરસાવ્યો

મૂલા પણ આ વાત સાભળીને પોતાને ઘેર ચાલી આવી.

રાજા શતાનીક પોતાના મત્રી સહિત શેઠને ઘેર આવ્યો અને તેના ભાગ્યની પ્રશસા કરવા લાગ્યો

ચદનબાળાએ પ્રભુને આહાર આપીને નમન કર્યું. ભગવાન આહાર લઇ ત્યાથી ચાલ્યા ગયા

શતાનીક, દેવો તરફથી જે સ્વર્ણ વરસ્યુ હતુ તેને ચદનબાળા આધીન કર્યું, ચદનબાળા જેવી ધર્મિણી કન્યાનુ રક્ષણ કરવા માટે શેઠને ધન્યવાદ આપ્યો અને પછી પોતે પોતાને મહેલે કુટુબ સાથે ચાલ્યો ગયો.

*   *   *   *

" F r [illegible] is the noblest R[illegible] "

( ક્ષમા સર્વોત્કૃષ્ટ પ્રકારનુ વેર છે )

" [illegible] them th[illegible] you "

( જે[illegible] શાપ દે[illegible] તમે [illegible] )

( [illegible] )

क्ष[illegible] क्षमा [illegible] क्षमा [illegible]

[illegible] क्षमा [illegible]

ભાવાર્થ.—ક્ષમા બ્રહ્મ છે, ક્ષમા સત્ય છે, ભૂત અને ભવિષ્યના સંગઠનનો આધાર ક્ષમા છે ક્ષમાજ તપ છે, ક્ષમાજ શૌચ-પવિત્રતા છે અને ક્ષમાથીજ જગતની સ્થિતિ છે

દિવસ ઉગ્યો ધર્માત્મા લોકો ધર્મ કાર્યમા લાગ્યાં. નકામા માણસો શેરીઓમા ભટકવા લાગ્યા શેઠ ધનાવાહ પણ પ્રતિક્રમણ, દર્શન કરીને ઘરમા આવ્યા.

શેઠાણી મૂલા અને કુમારી ચંદનબાળા શેઠના પહે-લાંજ આવી ગયાં હતા. ચદનબાળા જુદા જુદા ઓર-

ડામા જઇ ધર્મગ્રંથ વાચવા લાગી મૂલા ચોકમાંજ બેસી ગઇ, તે કંઇક ઉદાસ હતી એમ લાગતું હતુ કે તેને પોતાના કામપર પશ્ચાત્તાપ-પસ્તાવો થઇ રહ્યો છે.

શેઠ આવ્યા તેમણે મૂલાને ચોકમા બેઠેલી જોઇને પૂછ્યુંઃ—"ચંદનબાળા ક્યા છે?"

ઉત્તર મળ્યો—"અંદર છે" ચંદનબાળાના નામની સાથેજ શેઠના ભેજામા વીતેલી વાતની યાદ તાજી થઇ આવી. ક્રોધના આવેગે બદલો લેવાનો અને દંડ દેવાનો વિચાર મનમાં ચક્કર મારવા લાગ્યો.

શેઠે ગર્જના કરી.—"ઓ પાપણી! તેં શુ કર્યું હતુ? પવિત્રતાની પ્રતિમૂર્તિ, ધર્મની પૂતળી ચંદનબાળાપર દોષ લગાવીને તેને કષ્ટ પહોચાડવાનો તે કેમ સાહસ કર્યો હતો? દુષ્ટા! તારી કૃતિને લીધે હું બદનામ થયો, અમારૂ કુળ બદનામ થયુ અને સાથેજ અમારે માથે પાપનો બોઝો વધ્યો બતાવ હવે તને શી શિક્ષા દઉં?"

મૂલાને પોતાના કામ માટે પહેલેથીજ પશ્ચાત્તાપ થઈ રહ્યો હતો; શેઠના ક્રોધની આશંકાથી તેનુ હૃદય પ્રથમથીજ ધબકી રહ્યું હતુ, પરન્તુ ચંદનબાળા હસતી બોલતી રહી હતી એટલા માટે તેને કંઇક ધીરજ હતી. શેઠના ક્રોધભર્યા વચનરૂપી પ્રવાહના જોરે મૂલાના હૃદયની ધીરજ-રૂપી પાળન તોડી નાખી તે જોરથી રડી પડી અને સ્વામીના પગ પકડી કહેવા લાગી—

"નાથ! ક્ષમા કરો, અપરાધ માફ કરો. સ્ત્રી, સ્વામીને કોઇ બીજી સ્ત્રીપર પ્યાર કરતાં જોઈ શકતી નથી તેના હૃદયમા તરતજ બીજી સ્ત્રી પ્રત્યે ઇર્ષ્યા-વેર ઉત્પન્ન થઇ જાય છે. ચંદનબાળાને હુ મારી શોક્ય સમજવા લાગી હતી. પ્રાણનાથ! હું સમજી શકી ન હતી કે આપનો અને તેનો પિતાપુત્રીના જેવો પવિત્ર પ્રેમ છે, હુ જાણી શકી નહતી કે આપ દિવ્ય લોકના-સ્વર્ગના પવિત્ર દેવ છો. પહેલાંજ હુ અજ્ઞાન હતી, અને વળી બીજી સ્ત્રીઓએ મને ભરમાવી. પ્રભો! આપ મારા જીવનાધાર છો મે જે કંઈ હતી તે ખરી હકીકત આપને સંભળાવી દીધી હવે આપની ઇચ્છા હોય તો ક્ષમા કરો, અને ઇચ્છા હોય તો મારો."

મૂલાને રડતાં સાંભળી ચંદનબાળા બહાર દોડી આવી. શેઠે મૂલાને ઠોકર મારી દૂર નાખી ચંદનબાળાએ પાસે બેસી તેનું માથું ઉચકી પોતાના ખોળામાં લીધુ અને તે બોલી —ક્ષમા! પિતાજી ક્ષમા! અપરાધનો બદલો અપરાધથી લેવાતો નથી, કાદવથી કાદવ ધોવાતું નથી ક્ષમા કરો આજે સંસાર જેમની પૂજા કરે છે, તેઓ ક્ષમાને લીધેજ પૂજ્ય બન્યા છે, સંસારની નિયમિત સ્થિતિ માત્ર ક્ષમાને લીધેજ છે દુનિયામા કોઈ કોઇને નથી દેતું દુ ખ કે નથી દેતુ સુખ. આ સઘળા કર્મના ખેલો છે

"પિતાજી! આપણે જોઇએ છીએ કે મંદિરની ધ્વજા પોતેજ પોતાની મેળે હવાના જોરથી વીંટાઇ જાય છે અને પાછી હવાના જોરથી સીધી પણ થઈ જાય છે. એવીજ રીતે જીવોને કર્મના જોરથી સુખ અથવા દુ ખ મળે છે અને માતાએ તો મારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે જો માતાએ એમ ન કર્યું હોત તો શુ સંભવ હતો કે હું ભગવાન મહાવીરને છ મહીના પછી આહાર આપવાને ભાગ્યશાળી થઇ શકત? કદી પણ નહિ. પિતાજી, માતાને ક્ષમા કરો, પોતાના હૃદયને શાંત કરો અને વીતેલી વાતને વિસરી જાવ."

શેઠે મૂલાને ક્ષમા કરી મૂલા પણ વેર-ભાવ છોડીને ચંદનબાળાની સાથે વધારે પ્રેમ કરવા લાગી. એમનો વખત ધર્મધ્યાન કરવામા આનંદથી વીતવા લાગ્યો

* * * *

ભગવાન મહાવીરને કેવળજ્ઞાન પ્રાપ્ત થઇ ગયુ તેમનુ કોશાંબી નગરીમા આગમન થયુ. ચંદનબાળા, શેઠ ધનાવાહ અને મૂલા સહિત ભગવાનની વંદના કરવા માટે ગઇ પ્રભુની દેશના સાંભળીને તેના હૃદયમા વૈરાગ્ય ઉત્પન્ન થયુ તેના ચિત્તથી સંસારની મોહમાયા નીકળી ગઇ, આથી તેણે પોતાનુ રક્ષણ કરનાર માતાપિતાની આજ્ઞા લઇને ભગવાનને દીક્ષા આપવાની પ્રાર્થના કરી ભગવાને તેને સઘળી રીતે લાયક સમજી પંચ મહાવ્રત ધારણ કરાવ્યાં અને દીક્ષામંત્ર આપીને સંસાર-સાગર તરવાને માર્ગે ચલાવી.

કૌશાંબીની મહારાણી મૃગાવતીએ પણ જ્યારે સાંભળ્યું કે ચંદનબાળાએ દીક્ષા લઈ લીધી છે, ત્યારે તેને પણ સંસારના ભોગોપભોગ તુચ્છ જણાયા. તેણે વિચાર્યું કે એક જવાન છોકરી તો—જેની ઉમ્મર હજી ભોગોપભોગ ભોગવવાની છે—સંસાર છોડીને ચાલી ગઈ છે અને હું વરસો થયા ભોગ ભોગવતી રહી છું તોપણ મારી ઇચ્છા એમનાથી હટતી નથી. ધિક્કાર છે મારી આ ઇચ્છાને! હું હવે કદીપણ આ ઝેરીલા ભોગોના વશમા નહિ રહીશ, એમ વિચારી પોતાના પતિની અને કુટુંબીઓની આજ્ઞા લઈ મહારાણી મૃગાવતીએ પણ ભગવાનની પાસે જઇ દીક્ષા લઇ લીધી.

---

# મહિલા-ગૌરવ-ગ્રંથ-માળાના નિયમો.

૧ એક રૂપીઓ પ્રવેશ-ફી આપનાર એ માળાના ગ્રાહક થાય છે એ રૂપીઓ પાછો આપવામા આવતો નથી

૨ ગ્રાહકોને માળાના પુસ્તકો પોણી કિંમતે આપવામા આવે છે

૩ માળામા નિકળનારા બધા પુસ્તકો ગ્રાહકોને લેવા પડશે પણ એક વર્ષમા આઠ રૂપીઆથી વધારે મૂલ્યના પુસ્તકો લેવાને તેઓ બંધાયલા નથી

૪. ગ્રાહક થયા પહેલાના પુસ્તકો લેવા અથવા ન લેવા એ ગ્રાહકોની ઇચ્છાપર છે

૫ જેઓ પુસ્તકો નહીં લેશે અથવા વી પી નહીં છોડાવશે તેમનુ નામ ગ્રાહક-શ્રેણીમાથી કાઢી નાખવામા આવશે (જો યોગ્ય કારણસર વી પી. પાછુ આવશે તો પોસ્ટેજ ખરચ લઇને વી પી. ફરીથી, ગ્રાહક સમજી, મોકલી આપવામા આવશે )

૬ પોસ્ટેજ, પેકિંગનો ખર્ચ ગ્રાહકોનેજ આપવો પડશે

સૂચના —આ માળામા સ્ત્રિયોપયોગી સામાજિક વાર્તાઓ અને નિબંધો સિવાય બધા ધર્મોની બધા દેશોની અને બધી જ્ઞાતિઓની આદર્શ મહિલાઓના ચરિત્રો પણ કાઢવામા આવશે

ઠેકાણુ—ગ્રંથ-ભંડાર, લેડી હાર્ડિંજ રોડ,
માટુંગા, મુંબઈ.